# સફેદ ઠગ.

## (એક પારસી સંસારી વાર્તા.)

લખનાર:—બહુમનજી ન૦ કાબરાજી.

પ્રગટ કરનાર, મી૦ દીનશા એ. કરકરયા તે ઢોંગ-સોંગ ચોપાન્યાના માલેક અને અધિપતી, ઢોંગ-સોંગ વારતામાળા નંબર વન, ટુ, અને થ્રી, વિસ લાખનો વારસો, લફંગો લવજી, સમરકંદનો શાહજાદો, ઓરત, જીવપર જોરાવરી, ભાઈ કે કસાઈ, ઘડી ચપકો, પીકચરો સાથની પાક ખોરદેહ અવસ્તા, મુશકીલ આશાન, હકદારનો હક, બાજધરણાંનાં અવસ્તા, એક પથ્થરના પ્રતાપ દુન્યા કે દોજખ, ગંધાતો ગુલાબ, શીરીનની કાંહાંણી. વિગેરેના પ્રગટ કર્તા.

આ 'સફેદ ઠગ' નામની વારતા મી૦ બહમનજી નવરોજજી કાબરાજીએ ફ્રીયરરોડ, કોટ, મુંબઇથી લખી છે, અને મી૦ દીનશા એદલજી કરકરયાએ મુંબઇ, ગ્રાંટરોડ, ટ્રામ તરમીન્સ પાસે ત્રીભોવનદાસ બીલડીંગમાં આવેલાં "માણેક પ્રીંટીંગ પ્રેસ"માં પોતાને માટે છાપી છે, અને ત્યાંથીજ પ્રગટ પણ કરી છે.

## હમારૂ ૨૦ મુ પુસ્તક.

—:૦:—

પ્રીય વાંચનાર! આ હમારૂં પ્રગટ કીધેલું ૨૦ મું પુસ્તક તમારા હાથમાં મુકતાં ઘણી ખુશાલી ઉપજે છે. પતેતી જેવા શુભ દીવસે આ એક એવા લેખકનું પુસ્તક ઘરેઘર વંચાશે, કે જેઓ માટે તારીફ કરવી સુન્ના ઉપર ઘોર ચહડાવવા બરાબર છે. ઉદાર દીલનાં આ લેખક ભાઇ બહમનજી નવરોજજી કાબરાજી માટે જે મત વાંચક વર્ગમાં છે તેની અગત હમો પુરતી રીતે સમજયે છીએ, અને તેજ કારણે હમો એવનની વાર્તાઓ પ્રગટ કરતાં કંઇપણ ડગમગતા નથી, કેમકે વાંચક વર્ગની આ એક એવી સેવા હમો કર્યે છીયે કે તેથી "ધન નહી પણ ધાન" હમો પોતે મેળવવા પામ્યે છીએ. એટલુંજ નહી પણ તમામ વાંચક વર્ગ એ ભાઇના પુસ્તકોમાં ખરચેલા પૈસા 'હલાલ' થયા છે એમ અમોને ખાત્રી આપે છે. એમ થવાથી એવા એક વાર્તાનવેશની વાર્તા પ્રગટ કરવાથી હમારી બેવડી ગત સચવાય છે. ભાઇ બહમનજી માટે ખરાં દીલથી આજે હમારે કેહવું જોઇએ કે એવન જેવા એક નામાંકીત લેખક છે તેવાજ વળી એક પ્રમાણીક બીઝનેશમૅન છે. એક વખત મોંઢેથી બોલ્યા તો એક

'સ્ટાંપ'ના કાગળ ઉપર લખી આપેલો જેવો એવનનો 'બોલ' છે. એ હમને અજાયબીમાં ગરકાવ કરે છે, કાંયકે એ‌ાં હમારા અનુભવમાં હમને ઘણા થોડા મલે છે. હું માનતો આવ્યો છું અને માનું છું કે એક પ્રમાણીક બીઝનેસ આપણી ગમે એવી ગરીબાઈને પણ મોટો સંતોષ આપે છે.

આ વાર્તા હમોએ પ્રગટ કીધેલી એવણની આગલી વાર્તાઓ 'ઓરત,' 'ભાઇ કે કસાઇ' વીગેરેના જેટલીજ મોટી અને દીલપઝીર છે, અને એ હમોએ તેટલીજ સુંદર ગૅટ---અપ સાથ પ્રગટ કરેલી, ફરીફરી વાંચવા ગમે અને નઓરોઝ જેવા સપરમાં હીંગામ પર વાંચી હોએ તો આપણા જીવની ખુશાલીમાં ઉમેરો કરે તેવીજ છે. ખોદા એવી એ સેંહેકડો વારતાઓના માન પામેલા લેખકનું ખાનું આબાદ રાખે, અને સાથે હમારાં હજારો કદરદાંન વાંચનારાંઓની બી નવાં સાલની સઘળી ઉમીદો બર આવે એવી દુવા ચાહતો—

માણેક પ્રીંટીંગ પ્રેસ,
ગ્રાંટરોડ, મુંબઈ.
તા૦ ૧૫ મી અક્ટોબર ૧૯૧૮.

તમારો સેવક,

**દીનશા એ૦ કરકરયા.**

વાહલા ભાઇ હોમી,

—મરહુમ હોરમજજી નવરોજજી કાબરાજી—

જેઓ

શેહનશાહી રોઝ ફરોખ ફરવરદીન, માહ અમરદાદ અમશાસ્પંદ, યઝદેઝર્દી સને ૧૨૮૭ અને તા૦ ૨૭ મી જાનેવારી સને ૧૯૧૮ ના રવિવારની સાંહાંજે ત્રણ કલાકે બેહેસ્ત મુકામ પામ્યા છે,

તેઓની

ભલી અશો યાદને

અર્પણ.

બ૦ ન૦ કાબરાજી.

# દીબાચો.

આ ઢોંગ-સોંગ્યા દસ્તુરજી કરકરયાને કોણ સમજાવે? એ બાદશાહુજી "નામદાર" તો ધરયા ધરાતા નથી, અને એમના મુદ્દઇઓની "બાંશ" પર ચોપડીઓ પર ચોપડીઓ પરવરતાવવાનું કામ યાહોમ ગબડાવ્યા ને ધમકાવ્યા જાએ છે!! મને તો ભય છે કે એમને એમના મુદ્દઈઓની દયાજ નથી! તેમનાં પેટમાં હોલી સળગતી હુશે તેનો એમને વિચાર હોએ તો એવણ એમ ચાલુ ધરફડી મારતા રહે બી ખરા? એ ધોત્તાધોત્તા, અશોઇનાં નુર જેવા દસ્તુરજી તો જાણે ધરતીજ માંથે લઈ રહ્યા છે!

એમને કોણે "પારસી મેકમીલન" નું નામ આપ્યું, ને કીયાં ફલદ્રુપ ભેજાંએ ગુજરાતી સાહીત્યના સંબંધમાં એમને એ માનપામેલો ને ઇર્ષા ઉપજાવા જોગ એલકાબ એનાએત કરયો તે મને માલુમ અથવા યાદ નથી, પણ તે કોઇ સારા સકનનાં સબકતાં ચોઘડયાંએજ થએલું હોવું જોઇએ, કેમજે એ "નામદારે" તે પછીની ટુંક મુદતમાં જેટલાં પુસ્તકો પરવરતાવ્યાં છે—ને ખાસકરીને વારતાનાં સાહીત્યના શોકીન વર્ગની જેવી નમુનેદાર ખીદમત કરી છે, તેટલી એજ જાતની ખટપટમાં અટવાઇ રહેલા બીજા પબલીશર સાહેબો

પોતાની આખી કારકીરદીમાં કરી શકયા હોએ તે માટે મને શક છે, ને એ માહરૂં ખરી મનસનીનું માનવું છે. દસ્તુરજી "નામદારે" પોતાનાં આ "૨૦ માં પુસ્તકના દીબાચા" માં મને પોતાને સારૂં મનાવાનું કેટલુંક પોતાની તરફથી ચીતરી મારયું છે તેથી, વળતા આભારમાં, હું આ "give & take" ની રાજનીતીથી લખું છું એમ માનવાનો સમજદાર વાંચનારો વર્ગ મને ગેરઇનસાફ કરશે નહીં એ વાતની મને ખાત્રી છે. એ જાતનું "ખટરપ્રીકેશન" માહુરી લાઇનમાં નથી—અને, તેથી, આ જે હું લખું છું તે ખરૂં ને ખરાં દીલનુંજ છે. સુફેદ પાઘડીવાલા આપણા બુલંદ મહુજબના ઉપાધ્યાઓને આપણી તરફનાં માન પર એક ખાસ હક પુગે છે, અને ખાનગી તાહુરીમાહુરી કે એવીજ કોઈ અવદશામાં જીંદગી ગાલનારા અથોરનાનોથી ઉલટી કીસમે સાહીત્યનો આ સેવક પોતે હાથ ધરેલી લાઈનમાં જે રંગ જમાવી રહયો છે તે તેને આપણી તરફનાં બેવડાં માનનેજ લાયક કરે છે.

વળી દસ્તુરજીના એ પરીશ્રમમાં મને પોતાને પણ બેવડું રાજી થવાનું એ છે કે એવણ સાહેબ આ ગરીબ લખનારની વારતાઓ માટે ખાસ તોરથી મેહેરબાન ને પક્ષપાતી છે. એવણ માહરાં ત્રણ વારતાનાં પુસ્તકો આ આગમચ બાહેર પાડી ચુકયા છે, આ ચોથું

હાલમાં તમારા હાથમાં છે, અને બીજાં બેની ખરીદી માટે મને અવેજો ભરીને એવણુ ભાઇ બાંધી લઈ ચુકયા છે, જે નજદીકનાં ભવિશમાં ગુજરાતી વાંચનારી આલમની ખીદમતમાં રજુ થનાર છે! એ તો મેંજ એમને રોકયા. એમનો લોભ તો આ નાહનકડું પુસ્તક અત્યારેજ—ઑગસ્ટની શીરૂઆતમાંજ—બાહેર પાડી. પપેતી (નઓરોઝ?) પર "બેદીલ કે બેવફા!" ની લોકને પુશકલ ગમી ગએલી એક માહરી બીજી પારસી વારતાની બીજી આવૃતી પરવરતાવવાનો હતો, પણુ મેંજ મના કરી. દરેક ઉલટની બી કાંઇક થોડીક હદ તો રેહવી જોઇએ?—અને, ત્યારે, એવા એક ઉમંગી પબ્લીશરને "પારસી મેકમીલન" નું નામ આપવામાં થોડી કદાપી સહરાગત હોએ, પણુ હાસ્ય તો નથીજ, જયારે એમની એ માન પામેલી ઉપમાની હાંસી કરવાવાલાઓ ફકત પોતાની અકકલ અને ઇર્ષાનું જાહેરમાં માપ રજુ કરે છે, ને તે માટે આપણે તે સાહેબોની દયા ખાઇશું. ગુજરાતી સાહીત્ય હજી તેની બાળ્યાવસ્થામાં છે એ યાદ રેહવું ઘણું જરૂરનું છે, અને તે સંકોચની હદમાં આ નવો ઉગી નાકળેલો બેઠઠી ખામણી ને મોટાં પેટનો "પારસી મેકમીલન" જે કરી રહયો છે તે એ ભલા ભાઇએ બેશક યોગ્ય રીતે પોતાનાં મનથી મગરૂરી માનવા જેવુંજ છે. એ

એક કુનેહબાજ ધંધાદારી અને શુદ્ધો વેપારી છે, ને ઘણી ગણત્રીથી કામ લઇ એ ભાઇ આ ઉપરાસાપરી સાહાસ કરે છે, જે પુરવાર કરે છે કે એમને એમાં બે પઇસાની સારી રળતર હોવીજ જોઇએ. ભલે! એ-મના વડે હું પોતે બી ખાટું છું, ને, તેથી, એમનાં આ "૨૦ માં પુસ્તકમાં" તે માટેના માહુરા સંતોષની એક સાદી નોંધ ઉતારી લેવા હું ઘણો ખુશી છું.

પણ આ તો ડોસી કરતાં આફ્રીગાન મોટું થયું!! આ "સફેદ ઠગ" ની વારતા નાહની ને નજીવી છે, ને તેને આવો એક લાંબો લટાક દીબાચો-કદાપી શોભવાનો નથી; પણ માંગીને મેલવેલા દીબાચા-ઓમાં હું પોતે મુતલગ માનવાવાલો નથી, અને એક દીબાચામાં પુસ્તકના પ્રકાશકે પોતાની તરફનું જે કેહવું હોએ તે કહેવું એ જો યથાર્થ ગણાતું હોએ તો આ માહુરા લાંબા લટાક દીબાચા માટે માહુરે વાંચનારાં સાહેબોની માફી સોહોધવા જરૂર નથી.

પણ દસ્તુરજી "નામદારે" પપેતી પેહલાં દપોદપ ને ગપોગપ પુસ્તકો પરવરતાવવાની પોતાની ઉલટ વચ્ચે આ પુસ્તકમાં થોડુંક ઘામટ કીંવા દોહોરૂં કર્યું છે ખરૂં, ને તે માટે માહુરી દીલગીરી અત્રે જાહેરમાં દર્શાવ્યા વના હું રહી શકતો નથી. બાહાદુર દીનશાહજી કરકરયા બીરાદરે આ પુસ્તક છાપવાનું હાથમાં લીધું

તે દરમ્યાનમાં હું મુંબાઇમાં નહીં હતો, ને લાંબે ટપ્પે પ્રુફસ આવ જા કરતાં કીંમતી વખતની ઘણી ખરબાદી થાએ તે ફીકરથી એવણુ સાહેબે લગભગ આ આખું પુસ્તક, માહરૂં અત્રે પાછું ફરવું થયું તે પહેલાં, ઝપોઝપ છાપી નાખ્યું, જેમ કરતાં થોડુંક નહી છાપેવાનું બી એમાં છપાયું છે, ને ટાઇપીકલ ભુલો તેમજ "પંકચુએશન્સ" વિગેરે (કે જે વાતમાં માહરાં હરેક પુસ્તકમાં હું બહુ સંભાલભરયો રેહવાનો પરીશ્રમ કરૂં છું તે)માં મને ઘણું નહી ગમતું થઇ ગયું છે. હું કહુ છું કે 'નહીં છાપવાનું છપાઇ ગયું છે' તેનો ભાવાર્થ માત્ર આએજ છેઃ આ વારતા મેં માહરાં "નવરાસ" માસીક સારૂ વરસોની વાતપર લખેલી હતી, અને હરેક "સીરયલ" માહરાં ચોપાન્યાંઓમાં આપતાં આગલા અંકમાં વાંચી ગયાં હોઇએ તેનો ટુંક તાતપર્ય, યાદ તાજી કરાવા, નવો હીસ્સો લખતાં પાછો આપી જવાનો મારો કાયમનો ધારો છે, ને તેમ આ વારતામાં પણ થએલું, જે એ માહરા મિત્ર આખું ને આખું યાહોમ છાપી ગયા છે!! આ ઘણી ગંભીર ભુલ છે. એ એક વારતાનાં પુસ્તકમાં નજ ચાલે, કેમજે ઉપલાં પ્રકરણમાં વાંચેલું બીજા બોલોમાં વારતાની ચોપડીમાં પાછું વાંચવું પડે તે એક સોતમ જેવુંજ થઇ પડે; પણ વાંચનારાં સાહેબો તે સંબંધનો આ માહરો

પ્રમાણીક ખુલાસો સ્વિકારશે, ને આ પુસ્તકમાં જે થોડુંક એ કીસમનું અનિયમીતપણું નજર આવે તે તે વાસ્તે મને અને દસ્તુરજીને મોટાં મનથી માફ કરશે એવું મારે માંગી લેવાનું છે.

વળી આ દસ્તુરજી સાંમે માહરી બીજી બી એક એ ફરીયાદો છે! એવણ સાહેબ આદુ ખાઇને માહરી પુઠે પડ્યા છે, ને હાલ તો બીજા બધા વારતાનવેશો પર આ ગરીબ લખનારનેજ સરસાઇ ને સરદારી આપી, માહરાંજ પુસ્તકો પરવરતાવવા કસમ ખાઈ બેઠા છે, ત્યારે માહરા હસાએ ને જોખમે હર વરસ અકેક પુસ્તક પરવરતાવવાનો માહરો પોતાનો જે ધારો છે તેને વાસ્તે માહરો વારણુ કયારે આવશે? મગર એ તો એજ! હું બી એવણની 'બાંશ' પર એક વારતાનાં "મેન્યુસ્ક્રીપ્ટસ" પ્રેસને હવાલે કરી ચુકયો છું, જેને લગતી એક જાહેર ખબર આ પુસ્તકમાં સરેસ્તાની જગ્યાએ જોવામાં આવશે. વળી મને અકસર ગરીબાઇ અને સાદાઈ પસંદ છે, અને માહરાં તમામ પુસ્તકોનો સટ તેજ ગરીબ તોરની સાદી બંધાઇનો નીકળ્યો છે, છતાં આ દસ્તુરજી આવા ભપકાસપકાની બાઇન્ડીંગથી માહરો સટ ખોરવાવે છે અને માહરો જાન ગભરાવે છે તે શું વાજબી છે? ફરયાદ! ફરયાદ!!

પણ વળી એટલુંજ કયાં છે? આ બાદશાહજી તો

પોતાની તરફનાં માહુરી વારતાનાં પુસ્તકમાં માહુરો ફોટો લેવાને બી બજીદ થાએ છે, ને એ "નોશાકરાં જીદનાં જાલાં" ને હું એ વાતનાં નમુનાસેબપણાં માટે સમજાવી શકતો નથી એ મારી દીલગીરી છે. માહુરા જેવા એક ઘરડા મઘરડાને એમ સબી આપવાનું શોભે? મને પોતાને એ ખરેખર ગમતું નથી. ફરયાદ! ફરયાદ!! ફરયાદ!!!

છેલ્લે, હુજારો મહેરબાન વાંચનારાંઓનો એક મજબુત વર્ગ, જે આ ગરીબ લખનારની વારતાઓ વાસ્તે સદપ્રેમનો સદાનો અચુક ભાવ ધરાવે છે તે, આ નાહનકડી વારતાના સંબંધમાં કોઇ બી રીતે નારાજ કે નાસીપાસ નહીંજ થશે એવી માહુરે ઉમીદ રાખવાની છે. અલબત, વારતા નાહની, નજીવી અને સાદી છે, પણ તે તેના ઉમંગ ને નસીહતમાં કશીજ રીતે ખાલી નથી, એટલે એ ઘરેઘર સરેસ્તાના ઉમંગથીજ વંચાશે એવી હું આશા રાખશ.

ફ્રીઅર રોડ, કોટ;<br>મુંબાઈ, તા૦ ૬-૮-૧૮. } બ૦ ન૦ કાબરાજી.

ટુક વખતમાં મોટી પ્રસંશા પામેલો

# મુંબઈનો બાદશાહી પૅલેસ

# પ્રેશીઅશ સીનેમા

આ પ્રેશીઅશ સીનેમાં મુંબઇની ખરેખરી એક બ્યુટી છે. સાંજને છેડે ફુરસદ મળે તો તમારો જીવ બેહલાવવાનું સાધન આ જેવું બીજું નથી.

ગ્રાંટ રોડ ટ્રામ ટરમીનસ પાસે

અફલાતુન

## તખ્તે તુફાન

ની સીરીયલ ચાલુ છે.

દર અઠવાડયે નવો ડ્રામા અને કલેજાં ઉછલાવનારૂં કોમીક સાથે ખેલો થાય છે.

☞ તમો માટે અમોએ ઘણી નામચીન સીરીઅલો બુક કીધી છે.

# સફેદ ઠગ!

## એક વારતા.

### પ્રકરણ ૧ લું.

એક જાડી, ખરબચડી, મજબુત ચાર પગવાલી ટેબલનો ટુકડો, એક તેવુંજ નાધલું બેઠું મજબુત સ્ટુલ (બસતાંન), અને પથરનો દીલમાં ખુંચે તેવો એક બાંક એટલુંજ તે કંગાલ અને માહા દુખકારક કેદખાનાંનું 'ફરનીચર' હતું. તે અરધો અંધારો, ઉંચી દીવાલનો, મજબુત સળીઆની ગરારવાળી બારીનો એક નહાનો, જીવ ગભરાઇ આવે એવો ઓરડો હતો, અને તેમાં તે કમનસીબ કેદી હાલમાં એકલોજ હતો.

તે દુખથી તવાયલો અને ગમથી ખવાયલો એક પારસી જવાંન હતો. તે તેની આગલી સુખી ને સ્વતંત્ર સ્થિતીમાં ખુબસુરત હોવો જોઇએ, કેમજે હાલના આ ગજબનાક હાંદેસાઓમાં વટીક મોટાં દુખપ્રહારથી જર્દ મારી ગયલો તેનો ચેહેરો તે આગલી તેજીનો હજી એ પડઘા પુકારતો હતો!

તે પેલી ટેબલ આગળનાં સ્ટેંડપર બેઠેલો કરતાં ફસડાઇ પડેલો વધારે હતો. તેણે ગમીથી ટેબલ ઉપર પોતાનું માથું નમાવ્યું હતું, અને અસહ્ય દુખનાં દયામણાં ડચકાંઓ અવારનવાર તેની છાતીમાંથી બાહેર પડતાં તે ગમખ્વાર એકાંતમાં ગંભીર

અવાજ કરતાં હતાં. ગરીબ બિચારો—તે કમબખ્તના હોઠ વટીક કશા એ ભીનાસ વનાના, સુકકા ને લોહીના એક બી છાંટા વનાના ફીકકા મારી ગયલા હતા, અને તે તેણે એક કમબખ્ત કેદીની કંગાલ સ્થિતી વચ્ચે એ કાળાગૃહમાં જે અગાધ ખમ્યું હતું તેના એકલા અને સાચા ગુવાહ હતા.

તે ગરાદવાલી બારીમાંથી બાહેરની રોશની અને ખુશનુદી એક કાંઇ નહીં જેવાં નજીવાં પ્રમાણમાં તે ગારમાં ડોકાંતી રહી હતી, કે જે તે બંદીવાનનાં દીલને ઓર બી જયાદા દર્દમંદ કરવાજ કામ આવતી હતી; અને ત્યારે તે ફરયાદની હાએ ને શરમભરેલા ગેરઇનસાફના જુલ્માતથી ઘવાયલો તે બારીનાં આકાશી ઉંચાણમાં જોતો—જાણે તે બારી વાટેથી પોતાપરના તે મોટા સીતમની ફરયાદ તે ઇન્સાફી દાદારને દવાર તે પોંહોંચાડવા ચાહતો હોએ!

અને એ કાંઇ આજનોજ નહીં પણ રોજનો મામલો હતો. એ તો છેલ્લાં આખાં ત્રણ વરસ થકીનો એક જુલમગાર જુલ્માત હતો. ત્રણ વરસ! હા, પ્રિય વાંચનાર; તે દુખી જવાંનને ઇનસાફની નેમ જાળવનાર સરકારે નિર્દોશ ભુલાવામાં ત્રણ વરસની સખ્ત મજુરીની ટેપ મારેલી હતી, અને પુનાની યારોડા જેલમાં તે બિચારો હાલમાં એ પોતાની નેહેસ્ત સજાની દારૂણ અવધ પુરી કરી પરવારયો હતો, કે જે દરમ્યાંનમાં અમોએ ઉપર તેનાં દુખનું જે યથા શકિત ચિત્ર દોરી બતાવ્યું છે તે કીસમનો મામલો તો રોજબરોજ થતો રહયો હતો.

ઇંગ્રેજી ન્યાય અદલ છે. એ માહા પ્રતાપી રાજમાં એવું ઠરાવેલું છે કે સો ખરા અપરાધી પુરાવાની પુરતી ગેરહાજરીમાં બચી જતા ભલા, પણ એક નિર્દોશને નાહકની સજા નજ

થવી ઘટે;—અને, તેમ છતાં અફસોસ કે કમનસીબ નાદર મોદીના બાબમાં તો ઉપર મુજબ સઘળું ઉલટું ને વીપરીતજ થવા પામ્યું હતું.

એ તેનાં તકદીરની તાસીર હતી. એ તેની હીણી સરજતના સીતમકારક લેખ હતા. કદી નહીં બને તે તેના બાબમાં ખરેખર બન્યું હતું, અને સાહદતો ને પુરાવા જે તેની વિરૂદ્ધમાં રજુ થયા તેથી જડજ તેમજ જુરી બંનેએ શરમભરેલી હદ સુધી ભુલાવો ખાધો, કે જયારે તે સઘળાંનાં પરીણામમાં ગરીબ બચારો નાદર મોદી અંતે આ અવદશાએ પુગ્યો હતો.

તે ખરેખર તો બીલકુલ નિર્દોશ હતો. તે કોઇ બીજા સફેદ ઠગનાં પાપી કૃત્યોનોજ બોજ આ રીતે હાલમાં પોતે ઉઠાવતો હતો. તે જયાં નોકરી હતો—અને તે ઘણા સારા અધીકારપર હતો—ત્યાં તેના શેઠની ફૉરજરી ( ખોટી સહી ) કરવાના વાંક માટે તેને પકડવામાં આવ્યો હતો, કે જે સહીનાં પરીણામમાં તે શેઠયાની ઑફીસમાં હજારો રૂપ્યાનો ઘોંટાળો થવા પામ્યો હતો, અને તે નીચ કૃત્યનો કરનાર ખરો અપરાધી—કોઇ માહા મુજી સફેદ ઠગ—હાલમાં જયારે નિરાંત માની મોજ કરતો ફરતો હતો, ત્યારે તેના કરપીણ દાવપેજનાં પરીણામમાં રજુ થયલી શાહદતોનો શિકાર બની હીણભાગ્ય નાદરે શોકજનક ને સંતાપકારક અવસ્થામાં એ જાલેમ જુલમગાર ત્રણ વરસ, સખત મજુરી સાથે, આ નેહેસ્ત જેલમાં પુરાં કરયાં હતાં!

અને ત્યારે કશી બી તાજુબ છે કે જે હાય અફસોસ સાથે અમોએ નાદરને આ વારતાના સફાઓની શિરૂઆતમાં ઓળખાવ્યો ને રજુ કરયો છે તે જાતના હાય અફસોસમાંજ

તે આ મુજબ તવાયલો, ગળાયલો ને ખવાયલો થઇ ગયો હતો? કશી બી તાજુબ છે કે તેની આંખમાંનાં આંસુઓનો ખજાણો ખુટીજ ગયો હતો, ને તે આંસુ વગરની સુકી આંખ્યો લાલ લોહી જેવી તસતસ થઇ રહી હતી? તાજુબ છે, વાહલાં વાંચનારાંઓ, કે નહીં ખમી શકાય એવા એ માહા સીતમકારક જુલ્માતનાં પરીણામમાં રોજ બીડેલી મુઠ્ઠીઓ વડે પોતાનું માંથુ ભાજતાં તે હાથનાં આંગળાંનાં ટાંચાં વટીક બધાં ઉપસી આવ્યાં હતાં, અને તે બાજુથી માંસ નીકળી જતાં સુજીને લાલ સુરણુ જેવાં બની ગયાં હતાં?

ના; તાજુબ તો એટલી અને એજ હતી કે આટલું આટલું ખમવા છતાંબી હજી તે નિર્દોશ ચેહેરો છેક દીલજીત, દયા ઉસ્કેરે તેવો ને ખરેખરો નિર્દોશજ દેખાતો હતો. જે તેને જોતાં તે દયાથી દાઝતાં. જેલના વૉરડરો વટીક તેના તરફ દયાથીજ ખેંચાતા, ને જોકે તે પોતે નીરપરાધી હોવાનું જે લાંબુ લાંબુ તેમને કેહનો તે તેઓ કોઇ માનતા નહીં, તોપણ એ અભાગ્યાને એવું તે એ શું સુઝયું હશે તે માટેનો મનથી બળાપો કરીને તેઓ કાંઇ નહીં સમજી શકાએ એવી દયાનાં ખેંચાણથા તેની જોડે ભલાઇ ને નાખતીથીજ વરતતા ને કામ લેતા હતા. સખ્ખત મજુરીની તેને ટેપ મલેલી હતી છતાં તેના ઉપરીઓ વટીક તેની પાસે કોઇ હલકું કામ કરાવતા નહીં, અને તેને બરનું ને તેનાથી બને એવુંજ કોઇ કામ લઇ નહીં લઇને તેઓ તેને જતો મુકતા.

તે જવાંન હતો—ભર જવાંન—મગર તેનાં માથાં ઉપરના કાળા સુંવાળા ચળકતા બાલ વચ્ચેથી હવે સફેદ બાલો ડોકયાં કરી રહ્યા હતા. તેઓ અધુરે જનમ્યા હતા; છેક કવખતે

પાકયા હતા. મનની ચીંતા અને દુખના હાંદેસાનો એથી વધારે સાચો ગુવાહ બીજો કીયો મળી શકે? તે બિચારો જવાંનીમાં જૈફ બની ગયો હતો.

અને, એમ છતાં, તેની મુખમુદ્રામાં તે હજી બી જવાંન—અને વધારે અગતનું—તમામ નિર્દોશ નજરે આવતો હતો. તે એક કેદીના દીલમાં કંપારી પેદા કરનાર પોશાકમાં વટીક, અમોએ ઉપર કહયું તેમ, ખુબસુરત દેખાતો હતો, અને તેની આગલી ખરી ખુબસુરતીનો તે અત્યારે પણ જોનારને જોરાવર ખ્યાલ ઉપજાવી આપી શકતો હતો. વળી દેખીતી રીતે તે તદન નમાનો, નમ્ર અને દયાળુ હતો.

તેનો રખેવાળ, એ દરમ્યાન, તે મોટો અવાજ કરતું બારણું ખોલીને અંદર દાખલ થયો. તે તેનું જમવાનું લાવ્યો હતો—જમવાનું કે જે જોતાં ઉબક આવે તેવુંજ હતું, ને અફસેસ કે ત્રણ ત્રણ વરસના અરસા તુલક દુખી નાદરને એથી બેહેતર કશું મળ્યું ન હતું!

તેણે તે જમવાનું જોતાં એક સરદ હાય મારી. "એ ખુદા, એ દયાળુ ખુદા," તેણે અફસોસની હાયથી પુકારયું, "તું મારૂં મોહોત કાંએ નથી મોકલતો?"

"હવે મોહોત માંગવા જેવું શું છે?" તે વૉરડરે દયા ખાતાં કહ્યું.

નાદરે તેના ભણી ગુસ્સાથી ઘુરકયું.

તે રાજી થયો નહીં. ખુદા જોગી તેની એકાંત ફરીયાદમાં આ રખેવાળે માથું ખોસ્યું તે તેને ગમ્યું નહીં. તે કાંઇ તેને સંભળાવા થકી બોલ્યોજ ન હતો.

"હવે મોહોત માંગવા જેવું છેજ શું?" તે રખેવાળે

બારણાં તરફ પાછો હઠતાં એકાદ પળ તે ઓરડાની વચોવચમાં થોભીને પાછું કહયું; "બીજા છ કલાકમાં તો તમો છુટા થશો તે તમો ભુલી ગયલા દેખાઓછ?"

છુટા થશે? હા; તે બીજા બાકીના છ કલાક પછી તેનાં કેદની અવધ ખતમ થનાર હતી ને તે છુટો થનાર હતો, મગર એ યાદે તેને જરા બી સુખી કે ખુશી કરયો નહીં. તેની જીંદગીનો સુર્ય તે જીવતો છતાં આથમીજ ગયો હોએ એવી તેની દુર્દશા થઇ ગઇ હતી, અને તેથી અત્રેથી છુટો થવા કેડે કશી બી મોજ, કશું બી સુખ, કશો બી કરાર તેને ફાલે આવી શકે એમ તે જાંણે માનીજ ન શકતો હતો.

તે વૉરડર તાજુબ થયલો દેખાયો. તે એક જૈફ માણુસ હતો. તેણે આ જાતની નોકરીમાં મોટી ઉંમર ગુજારી હતી, અને તે છતાં તેણે આએ રકમનો કોઇ બી કેદી આ આગમચ કદી જોયો, જાંણ્યો કે અનુભવ્યો ન હતો તે માટે તે મનથી તાજુબ થતો હતો. બીજા કેદીઓ ગમે એવા નાસપર કે દુખી હોય, પણ છુટક થવાને દીવસે તો તેઓ ઘણી ખુશીમાં આવી જતા, કે જયારે આ માણુસ—આ હીણભાગ્ય જવાંન તો તે ખ્યાલથી પણ કશું એ સુખ પામતો નજરે આવતો ન હતો. તે વધારે તાજુબ તો એ જવાનના પોતે નિર્દોશ હોવાના સદાના પરચારા થકી થતો હતો. તે હરરોઝ એજ કેહતો હતો— અને તે મનથી અજબ થતો હતો કે શું તે ખરૂંજ કેહતો હશે? તેની મુખમુદ્રા ખરી નિર્દોશતાનોજ એક હુબહુ આયનો હતો, અને ત્યારે તે પાછું ને પાછું પોતાનાં મનને પુછતો કે એ શું બનવાજોગ અને માનવાજોગ હતું કે કાયદાએ આ

અભાગ્યા જવાંનના સંબંધમાં ભુલાવાનું એક ગોતું ખાધું હતું, ને તે બાપડાએ નાહકમાંજ એટલું બધું ત્રણ ત્રણ વરસ તુલ્લક ખમ્યું હતું?

"નાઇન્ટીસેવન, જરા ધીરજ પકડ." તે વૉર્ડરે ઘણી નરમાસથી સધ્યારો આપ્યો; "ખુદાના ભેદને કોણ જાંણે છે? એટલો નાસબર ને નાઉમેદ ના થઇ જા. કોણને ખબર છે— ખુદા હજી પછી તારૂં ભલુંજ કરશે.—" અને નાદરને કંટાળો ખાતો જોઇ તે હવે વધારે બોલ્યા વના ત્યાંથી ગુપચુપ બાહેર પડયો, અને બાહેર જઇને બારણું પોતાની પછવાડે ખેંચીને તેણે પાછું બંધ કરયું.

'નાઇન્ટીસેવન!' તેનાં ગયા કેડે નાદર મનસે પટપટયો. "કેવું કંગાલ નામ! કેવી હીણપસ્તીભરી ઓળખ! કયાં ગયું મારૂં બાપીકું નામ, અટક ને ઓળખ? ઓ, શું તે મેં સદા સુધીનાં ગુમાવ્યાં છે?"

કેદીઓને તેમનાં નંબરવાર નામ આપવાનો રેવાજ હોએ છે, ને તે નંબર તેમના પોશાકપર મોટા હરફોએ માંડેલા હોએ છે તે ઉપર તે જવાંન પોતાનાં દીલ સાથ ખફા થતો હતો. તેનું નંબર ૯૭ હતું, ને તેથી એ કાળાગ્રહમાં તે આવ્યો ને આવ્યો "નાઇન્ટીસેવન"નાં નામથીજ ઓળખાતો રહયો હતો.

તે ખાંનુ તેણે ખાધું નહીં. તે વૉરડર મેલી ગયા પછી તે તરફ તેણે પાછું જોયું વટીક નહીં. તેને હાલમાં રૂચીજ ન થઇ. તેની ભુખ તો મહીનાનામહીનાઓથી મરી રહેલી હતી. અફસોસ કે ભરી ભુખે તેણે કદી આ દોજખી મકાંનમાં ખાધું ન હતું, કે ખાવાની ઉમીદ અથવા ઉલટ પણ કદી

કરી ન હતી.

હવે તેના વિચારો છુટકારો પામવા કેડે જ્યારે તે પાછો સ્વતંત્ર અને છુટો થશે ત્યારે તેની શી ફેજ થશે તે તરફ દોડયા. તેને ચાહશે કોણ? તેને આવકાર આપશે કોણ? તેને માફ કરશેજ કોણ?

મગર માફ કરશે? આહ—તેણે માફ કરવાજોગ અપરાધ કરયોજ શો હતો? એકે નહીં! ન્યાયનો અન્યાય થયો હતો, ઇનસાફ ઉલટાઇ ગયો હતો, અને જોકે રાજતાજનાં ધર્માસને તેને ગુન્હાગાર ઠરાવ્યો અને પુકારયો હતો, તોપણ ખરેખર તે પોતે તો—એક પ્રપંચી સફેદ ઠગની દગલબાજીનો નિર્દોશ ભોગ—એક નહીં જન્મેલાં બચ્ચાં જેટલોજ નિર્દોશ હતો!

તે પોતાની બેઠક ઉપરથી ઉઠયો.

ઉશ્કેરાયલો, અસંતોષી, પોતે પોતા સાથેજ ખિજવાઇ પડે તેવી મનની તમામ અસ્વસ્થ અવસ્થામાં તે પોતાની બેઠક ઉપરથી ઉઠયો, ને પાંજરાંમાં પુરેલાં જંગલી જનાવરની અદાથી તે નાધળાં કેદખાનાંમાં ઉપર નિચે ફેરા લેવા પડયો.

તે એમ કરતાં તે તમામ ગમખ્વાર ગઇગુજરી અવલથી આખર તક યાદ કરતો ગયો. આમ કાંઇ તે હમણાં પહેલુંજ કરતો હતો એમ ન હતું. એ જુલમગાર ત્રણ વરસનાં દરમ્યાંનમાં એ કીસમે તેણે તે ગમખ્વાર યાદ હજારો વાર એ આગમચ પણ એજ મુજબ તાજી કરી હતી. તાજુબ એટલુંજ હતું કે એમ પાછું ને પાછું યાદ કરવા કરતાં તે હીણભાગ્ય જવાન અત્યાર સુધીમાં સરબસર દીવાંનોજ થઇ ગયો ન હતો!

—:૦:—

# પ્રકરણ ૨ જું.

તેણે તે બધી ગમખ્વાર ગઇગુજરી હાલમાં બી, ત્યારે, તેજ મુજબ પાછી પોતાનાં મગજમાં એક નવેસરની યાદથી તાજી કરી. તેણે યાદ કરયું કે આ નેહેસ્ત નાપાક કરપીણ અપરાધના આરોપથી તેને કેદ પકડવામાં આવ્યો તે આગમચ તે પુરતો સુખી હતો. તે આબાદીના સરચાંમ રસ્તા ઉપરજ હતો. ઇમાનદારી અને મેહેનતું નોકરીથી તે જે આફીસમાં એક મોભાદાર જગ્યા ઉપર આસીસટંટ હતો તે આફીસના વડાનો વિશ્વાસ અને પ્યાર તે જીહીતી શકયો હતો—ને એટલે સુધી કે તે શેઠનોજ પ્યાર માત્ર નહી પણ તે શેઠની એક સૌભાગ્ય સુંદરી—એકનીએક એક સકુમારી બેટી હતી તેનાબી અખંડ પ્રેમનો તે માલીક થઇ ચુકયો હતો. તે તેનો શેઠ એક ધનાઢય અને જઇફ પારસી શેઠયો નામે સોહરાબજી દાવર હતો, કે જેની પેઢી દાવર એન્ડ મૅાયરનાં નામની પુરાણી, પંકાયલીને આબા દીમાં ધીકતી હતી. તે પેઢીનો બધો વેલાયત સાથ વેપાર હતો, ને જોન મૅાયરની વેલાતની જાણીતી કુ૦ તેના આડત્યા હોવાથી મુંબઇની પેઢી પણ મેસર્સ દાવર એન્ડ મૅાયરનાં નામથીજ વરસો થકીની ઓળખાતી હતી, જેમાં નાદર તેના શેઠના નાકનો બાલ થઇ ગયો હતો. તે એટલા માટે જેમ આફીસમાં તેમજ ઘરમાં પણ અતીઘણો પળોટાયલો હતો. અને જરબાંનુ નામની તેના શેઠની ગુલબદન બેટીનું વ્હાલ અને અખંડ પ્રેમ તે હાથ કરી લેવા જેટલો ભાગ્યશાળી સિદ્ધ થયો હતો.

તે એક ઘણીજ ભોળાં દીલની, ખરીજ ચેહરેનમુન, સકુમારી બાળા હતી—તે જરબાનું. તે દીલની સ્વચ્છ અને

મનની ચોખ્ખી હતી. તે સીધી, પતળી અને ઉચી હતી અને જેટલી મનથી તેટલીજ તનમાં અને બદનમાં તે જે જુએ તે મોહી પડે એટલી હદ સુધીની સુંદરતા ધરાવતી હતી. તે ખુદબખુદ એક આકાશી હુરીનોજ ખ્યાલ ઉપજાવે એવી ખરી સુંદરતાની એક હુબહુ પ્રતીમાં હતી.

અને હવે એ રીતે નાદર ઠર પડેલો ને આબાદીને અરધે રસ્તે પોંહચી ચુકેલો પુરતો સુખી હતો તેવામાં પેલો એક અણદીઠ ફટકો પડયો! તેના શેઠની જુદી જુદી ચેકબુકસમાંથી ઘણાક ચેકોની ચોરી થયલી માલમ પડી, અને દાવર એન્ડ મોયરની સહીથી બેંકોમાંથી હજારો રૂપ્યાની રકમો ઉચાપટ થયલી હોવાનો ધડાકો એકદમ સાંભળવામાં આવ્યો. તે કંઇ એક બે દાહડાના "ફ્રોડ" ન હતા. જાણી બુજીને ખાસ ચોરીનીજ મકસદથી કરેલા તે ઘોર અપરાધ પ્રકરણપુર હતા, અને નિયમીત હરહંમેશ લાંબો વખતથી તે ચોરી થતી આવેલી છેક મોડેથીજ સોહલી દાવરની જાંણુમાં આવી શકી હતી.

અલબત, તે ચોરીઓ પકડાતાં તેનાપર (નાદર પર) તો કોઇને કશોએ વેહેમ આવ્યોજ નહીં. સામો તે તો પોતાના શેઠ સાથ એ ચંડાલપણું કોણે કરયું તે સોહોધી કાઢવાના પરીશ્રમ પછાડામાં પડયો હતો—અને પછી થોડેક દિવસે જ્યારે તે સરેસ્તા મુજબ એક સહવારે ઓફીસમાં આવ્યો ત્યારે તેને જોઇને તેણે બીજા કલાર્કોને આપસ આપસમાં હસતાં જોયા તેથી તે કાંઇક તાજુબ થયો વળી તેમાં એકે તો તે સાંભળે તેમ પોતાનાં ગોઠયાને રીમાર્ક વટીક કરયો—"કમબખ્તને કેથે ન્હાસી જવાનુંબી કેમ નહીં સુઝયું હોશે?"—અને તોબી તે ભોળયો ગપાટ તો કાંઇ સમજ્યો નહીં!

તેને કાંઇ સમજણુજ પડી શકી નહીં. પણ પછીથી બીજા એક કલાકમાં એક કૉનસ્ટેબલે આવીને તેને સરકારી વોરંટ સાથે મજકુર ઘોર અપરાધના આરોપથી કેદ પકડયો, અને ત્યારે તે ગભરાતથી તોતરો બોબરો થયો અને ગુસ્સાની તાજુબીથી બિચારો ધ્રુજવા વટીક પડયો.

તેણે, અલબત, પોતાની નિર્દોષિતા પુરવાર કરવા જેવું કેહવામાં કંઇ બાકી રાખ્યું નહીં, પણ તેનું માનેજ કોણ? તેની ડેસ્કની અંદરના વકોરામાંથી ઢગલાબંધ પુરાવાનાં કાગળો મલ્યાં, કે જેમાં તેના શેઠના દસ્તકની હુબહુ મરોડની નકળ કરીને દાવર એન્ડ મોયરની સહી ઉતારવાની સેંહેકડોબંધ સહીઓની જેહમત કરેલી માલમ પડી આવી હતી; અને ત્યારે તે કાગલ્યાં ત્યાં કેમ આવવા પામ્યાં તે સમજાવાને તે કેવળ અશક્ત થઇ પડયો. તે કાગલ્યાંઓ જોયાં ને જોયાં તે એકદમ ને પુશકળ ધભરાઇજ ગયો.

પણ એટલેથીજ પત્યું નહીં. તેનાં ઘરની ઝડતી લેવામાં આવી અને ખુદ તેની કબટમાંથી કપડાંના ચોરાનાં છેક તળ્યામાં છુપાવેલી મોટી રકમોની ચાર નોટ જે મલી આવી તે બેંકમાં કૅશ થયલા છેલ્લા એક ચેકનાં પેમેન્ટમાં આપવામાં આવેલી નોટોનાં નોંધાયલાં નંબર વાલીજ પુરવાર થઇ !!

હવે ત્યારે બીજી સાબેતી શી જોઇએ? એ તો બચેલી નોટ હતી કે જે તેનો અપરાધ ગલાં સુધી પુરવાર કરતી હતી. એ આગમચ ખરચી ખાધેલી ને વપરાઈ ગયલી રકમોનો તો હસાબજ ન હતો!

તે બેફાંમ, બેહોસ, દીગમુઢ જેવો બની ગયો. પોલીસ કોરટમાંથી તેને સેસન કમીટ કરવામાં આવ્યો, અને સેસન

બેસતાં સુધી તેને જે પંદર વીસ દિવસનો ગાળો મલ્યો તે દરમ્યાન બી પોતાંના બચાવજોગું તે કશુંજ કરી શકયો નહીં. તે ફક્ત એટલુંજ બોલતો કે 'હું શું કેહું?' 'હું કંઇજ જાણુતો નથી!' 'મને તો કશીજ ખબર નથી;' 'હું તો તદન બેગુન્હા છું.'—પણ એમ કેહવે શીં સાર્થક થાએ?

તેને જાંમીનપર છોડવાની ના પાડવામાં આવી. એવા મોટા અપરાધમાં જામીનપર છોડી નહીં શકાવાની શાહદત ટાંકીને માજીસ્ત્રેટોએ ના કહી હતી. તેનો જાંમીન કોણુ થાએ? તે બીચારાનાં માબાપ કે સગાંવાહલાં તો કોઇ હતાંજ નહીં. તે કરાંચીથી નોકરી સોહોધતો લગભગ નાવારેસ જેવોજ મુંબાઇ આવ્યો હતો, ને સોહરાબજી દાવરને ત્યાં ન્હાના પગારે નોકરી મેળવી ઠર પડેલો આ કીસમે પાયરી દર પાયરી તે આગળ વધ્યો જતો હતો. એટલા માટે તેનાં આ માહા પાપમાં તેની દયા ખાએ કે તેનો જામીન થાએ એવું તો કોઇ હતુંજ નહીં—પણ જમશેદ રાણજી નામનો એક તેનો બીજો ઓફીસ ગોઠયો કે જે તેના પોતાના હાથ નીચે હતો ને તેનો જીવે જાંન દોસ્ત થતો હતો તેણે થોડાક દ્રવ્યવાંનોને પગપાંણી કરી જામીન થવા તઇયાર કરયા હતા.

નાદર પકડાયો ને પકડાયો જમશેદ ઘણોજ ગુસ્સે થઇ ગયો હતો. દુન્યા ભલે તેને ગુન્હેગાર માને, પણ તેણે પોતે એ વાત માનવા સાફ નાજ કહી. તેણે તકરાર લીધી કે તે નાદરના હાથ નીચે કામ કરતો હોવાથી જેવો તે નાદરને ઓલખે ને તે જેવો તેના આચારવિચાર તેમજ જાહેર અને ખાનગી જીંદગીથી માહીતગાર હોએ તેવો બીજો કોઇ બી હોઇ કે થઇ શકેજ નહીં, અને તેથી ધરની ઉલટ પુલટ થઇ

જાએ તે વાત તે માને, પણ નાદર આવાં નેહેસ્ત કરમનો અપરાધી હોએ એ વાત, આવા મજબુત પુરાવાઓ નાદરની સામે મલેલા હોવા છતાં, માનવાની તેણે સાફ ના અને નાજ કહી.

અને ના કહીનેજ તે લાયકીવાલો જવાન કાંઇ બેસી રહયો નહીં. તેઓ બંને જીવેજાંન દોસ્તો બી હતા—એકજ કલબના મેમ્બરો હતા; સાથે ફરતા હતા, સાથે રમતા જમતા અને એકમેકને વિશ્વાસમાં પોતાની તમામ કેફયતો હંમેશ કેહતા મુકતા; અને ત્યારે નાદરપરની આ મુશ્કીલીમાં જસી રાણુજી બેસી રહે એ બનેજ કેમ? તેણે, તેથી, ઘણાક દ્રવ્ય વાનોનાં પગપાંણી કરીને મોટી રકમના જામીન સારૂ તેમને તઇયાર વટીક કરયા, પણ જસી ને નાદરનાં કમનસીબે સરકારે નાદરને જામીનપર છોડવાની નાજ કહી, ને ત્યારેજ ગરીબ બીચારો જસી લાચારીથી હારી બેઠો.

તેને (નાદરને) મન તે પકડાયો ને પકડાયો સઘળું સુનકાર અને અંધકાર હતું તેને બીજું તો કાંઇ યાદ રહયું ન હતું, પણ તપાવેલાં લોખંડના ડામની ફીસમે તેને તે સેસન્સનો યાદગાર દેખાવ યાદ રહી ગયો હતો. તેણે કેદીનાં પીંજરાંમાંથી નજર દોડાવી કોર્ટમાં જમા થયલી શ્રોતાજણોની ઠઠ ભણી જોયું હતું, અને ત્યારે કોર્ટનાં એક ખુંણામાં ખુરસી ખેંચી પોતાના શેઠયા બાપ અને જસીની વચમાં તેણે તેની જરને બેઠેલી જોઇ હતી, જે દેખાવ તે એ ત્રણ વરસના દરમ્યાંનમાં એક ઘડી બી ભુલી જઇ શકયો ન હતો.

તે મધુરી ધીમાં ને છુપ્યાં આંસુ ખેરવતી બેઠી હતી. તે પોતાના વ્હાલાના ચેહેરાસમ આંખ ઉંચકી જોઇ શકતી ન

હતી. તે આંખ આગળથી રૂમાલ ખસાડીજ શકતી ન હતી.

તેને (નાદરને) કાને તે પેહલી હરોલમાં વાત આવી ચુકી હતી કે તેણી તેનો અપરાધ માનવાને મુસ્તકીમ ઠરાવથી નાજ પાડતી હતી. જસી જેટલીજ વફાદારી ને બલતવરીથી નાદરને અપરાધી માનવાની તે ના અને નાજ કેહતી. એવો ભલો, એવો રાંક, એવો સાચો સદગ્રહસ્થ એવાં ભયંકાર તરકટનો જવાબદાર હોએ એ તે પ્રિય બાળાની પોતાની નીર્દોશતા કશી રીતે કબુલજ ન કરી શકતી હતી.

તે પોતાના બાપ સાથ બજીદ થઇને કોર્ટમાં આવી હતી. કોર્ટમાં કાંઇબી થશે, કોઇબી રીતે તેનો વાહલો નાદર નીર્દોશ પુરવાર થશે, ને ત્યારે તે તેને હેતથી બગલગીર થઇ પોતાની સાથે ઘેરે જમવા લેઇ આવે એવી રૂડી ગણત્રીઓથી તે નેકજાદ જવાંન બાંનુ અત્રે આવી હતી; પણ, અફસોસ કે, તેણીનું ધારયું માંગ્યું ને ચાહેલું ચીંતેલું મુતલગ પાર પડી શકયું નહીં!

એ ચરચાભરેલા બનાવે ન્હાની પારસી કોમમાં, અલબત, અજાયબીનો એક હોકાર કરાવી મેલ્યો હતો અને તેથી, સેસન્સમાં મજકુર મુકરદમો સાંભળવા પારસી શ્રોતાજણોની, ઉપર કેહવા મુજબ, એક ગંજાવર ઠઠ ભેગી થઇ હતી. કોર્ટના કંપાઉંડ અને દાદરો વટીક ભરાઇ ગયા હતા, ને શો ચુકાદો આવે છે તે જાંણુવાને કેદીનાં જરથોસ્તી હમજાતો તલપાપડ થઇ રહયાં હતાં સૌ તેની અત્યંત દયા ખાતાં હતાં, પણ પુરાવાઓની મજબુતીથી સર્વ કોઇ તેને અપરાધી માનતાં, અને તે બચે અથવા છુટી જાએ એવી કોઇ બી વકી રાખતાંજ નહી.

અને પરીણામ બરાબર તેજ થયું. જુરી મસલ્તત કરવા રીટાયર થયલી ફક્ત પાંચ મીનીટમાંજ પાછી ફરી અને બંધવાને એકમતે તેના ફોરમેને "ગીલ્ટી" જાહેર કરયો એટલે જડજે તે ટેપ ફરમાવી. એ વખતે એક ટાંચણી પડે તો તેની સંભળાય એટલી બધી કોર્ટમાં ચુપકી ફેલાયલી હતી, અને જાણે દમ લેવાનું વટીક ત્યાં બેઠેલાંઓએ મોકુફ રાખ્યું હોએ તેવો મામલો નજરે આવતો હતો! તે વખતે તેવામાં બે દચકાં નો અવાજ દરેક શરોતાજનોને આખી કોર્ટના કાનપર અફડાયો. તે દયાજનક દચકાં હતાં, ને તે અસહ્ય અવાજ સુંદર જરની ભરાઇ રહેલી છાતીમાંથી રસ્તો મેળવતો હતો.

સર્વનું ધ્યાંન તે રડતી બાળા ભણી ખેંચાયું, ને ઘણીક આંખ્યો આંસુથી ભરાઇ ગઇ, કે જયારે ગરીબ નાદરને બેસુધ્ધ તુટી પડતો સીપાઇઓએ ટેકવીનેજ બચાવ્યો.

પણ કોર્ટ એવા સંજોગોમાં દયાથીજ કામ લઇ શકતી નથી. તે જડજે ગંભીરતાથી ચસમો પાછો પેહેડયો, પોતાની ટેબલ પર વાંકો વલ્યો, ને પછી તેણે જુરીનાં મત સાથ પોતાને મળતો થતો જાહીર કરયો. એમ છતાં જુરીએ બંધવા ની જવાંન વય ને આગલી સારી વર્તણુકની તેના શેઠે કરેલી સીફારસ ઉપર ધ્યાંન આપવાની અને દયા કરવાની કોર્ટને ભલાંમણ કરેલી તે નામદાર જડજે લક્ષમાં લીધી, અને નાદર મોદીને ત્રણ વરસની સખત મજુરીની ટેપની સજા ફરમાવી.

અને ત્યારે તે કોર્ટનું આખું દીવાનખાંનું ધ્રુજે એવી એક ચીસ સર્વને કાંને આવી, અને ગરીબ જર બેહોસ થઇ તેના બાપના હાથમાં તુટી પડી.

તેને બીજી પલે કોર્ટ રૂમમાંથી, તેથી, બાહેર લઇ જવા

માં આવી, ને જસીએ એ વખતે તે સુંદરીની ચંગીજ સંભાળ લીધી. ઘણી ઘણી તાજીમથી તે તેના પર વાંકો વળ્યો, ને ઘણી ઘણી સંભાળથી તે બેહોસ બાળાને બાહેર લઇ જવામાં તે તેના દુખી બાપને મદદ થયો,

એ બધું ફાટફાટ છાતીએ નાદરે જોયું, ને બીજી પળે બે કોન્સ્ટેબલોએ તેનાં પોતાનાં ખભાં ઉપર પોતાના ભારી હાથ મેલ્યા, જયારે તેને પોતાને અરધો બેહોસ હાલતમાં બાહેર ઘસડી લઇ જવામાં આવ્યો.

## પ્રકરણ ૩ જું.

અને ત્યાર કેડે જાલેમ ત્રણ વરસ એ મુજબ નાતરસ કેદમાં અંતે તમામ થયાં હતાં. પેલો વારડર કહી ગયો કે બીજા ૭ કલાકમાં તે છુટો થનાર હતો, પણ અરે, તેનો હવે તેને હરખ શો હોએ? જર તે કેદમાં જવા પછી દોઢ વરસ વહી ગયા કેડે જસી સાથ પરણી ગઇ હતી. જસી આફીસમાં તેનીજ ખાલી પડેલી જગ્યાપર થસી ગયો હતો, ને કેવી ક્રાસમે તે છેલ્લે જરના હાથનોબી માલીક થઇ શકયો તે કોઇએ જાણ્યું નહીં. નાદર જેલમાં જવાના ફટકા પછી જર જીવશેજ નહીં એમ સર્વ કોઇ માનતાં ને બોલતાં હતાં—એટલો બધો તે માહાણુબને એ વાતનો ગમ લાગ્યો હતો, ને તે છતાં બીજા એકજ વરસમાં નાદર ખરેખર ઠગારો ને અપરાધી હોવા બાબે ને તેને તદન હકવાજબી સજા થયલી હોવા બાબે બોલીદરાજ જસી જરની ખાત્રી કરી શકયો, ને છેલ્લે અંતે એ ગુલાબ તે પોતેજ જીતી ગયો તે સઘળી વાતની જેલમાં નાદરને માહીતી મલી હતી. તેનો એક એોરીસ ફ્રેન્ડ પુને આવેલો પોતાનાં

કુટુંબ સાથે પાસ કરાવીને એ પેરોડા જેલ જોવા આવેલો, તેણે વારડરોની રૂબરૂમાં તેના જોડે વાત કરતાં ટુંકમાં એ બધી વાતની માહીતી તેને આપી દીધી હતી, ને તે સાંભળી તેનું હૃદય પુરૂંજ ફાટી ગયું હતું.

તેને આખી દુન્યાપર, તેથી હવે અભાવ આવી ગયો હતો. જસી એટલો જુઠો અને એટલો બેવફા થયો, ને અગાધ વાહાલથી તેને ચાહનારી તેની જરની ચશમ પણ એટલી જલ્દીથીજ ફરી જઇ શકી તે બધી બાતમીથી જાંણે નાદર ખુદ ખુદાની હસ્તી ને ઇન્સાફને વાસ્તે શંકાશીલ થયો! અને તો હવે તે ટેપની આખર આવતાં અત્રેથી છુટો થવા બાબે તેને કશોજ હર્ષ થઇ શકતો ન હતો તે બાબે શું વાંચનાર અજબ થશે?

તે જરની બેવફાઇથી પોતે તેનાં તરફ બેદીલ થયો, પણ ગુસ્સે થઇ શકયો નહીં. જેલમાં ગયલા એક ડામીજ માટે તે સુંદરી સદા કુમારી રહે એ તો દુન્યાના રવઇયાથી ઉલટુંજ કેની? તે હવે એક એવા ડામીજને ચાહી કે પરણી શકે એ તો માનવુંજ બેહુદું હતું કેની?—અને ત્યારે જરની ચશમ ફરવા થકી તે કેમ તે માહાણુબ મનથી કફા થઇ શકે?

કદાપી જસીનોબી વાંક નહીંજ હોએ. તેને તેની પોતાની જગ્યા મલવાથી સોહલી શેઠનો વિશ્વાસ ને હેત તેનાપર વધ્યું હોએ—ને સોહલી શેઠને પોતાને એક કે બીજાં કારણથી વધતો ગમ્યો હોય ને વધનો વ્હાલો થઇ પડયો હોએ, ને આયંદે પરીણામમાં, તેથી, તેવણેજ જસી ને જરને એક થવાને ફરજ પાડી હોએ? કદાપી તે (નાદર) છુટો થઇ આવે ને તેને માટેના પ્યારની જોત જરનાં જીગરમાં પાછી સલગી ઉઠે તો તેવા એકને

પરણવા તે છોકરી માંથું ફેરવી બજીદ થઇ બેસે, ને તેમાંથી આયંદે ઘણી ઘણી ખરાબીઓ થાએ તેથીબી દુરઅંદેશ સોહલી શું આ ઉતાવલાં લગ્નમાં ડાહપણુ માન્યું હોએ? એ બધા વાચારો તે દુખી જવાનને તેનાં કેદનાં એકાંતમાં હજારો વાર થયા કીધા હતા, અને ઇનસાફની રાહે કેહવું ને કબુલ કરવું જોઇએ કે પેહલી હરોલની ખફગી સમી જતાં તે પાછલથી જરી કે જરપર જરાબી કફા રહી શકયોજ નહીં. તે એટલો બધો પોતે બાતેનમાં ભલો અને ભોલો હતો કે બધાંનેજ તે પોતાના જેવાં લેખતો ને જોતો, અને તેથી તેણે અત્યારમાં તો બંનેને પોતાનાં ખરા જીગરથી માંફ પણ કરયું હતુ! તે એ બેમાંથી એકને માટે બી કશુંજ દીલમાં કપટ વસાવી શકયો ન હતો.

ટુંકમાં, તે બાકી રહેલી અવધના કંગાલ કલાકો કંટાલા ભરેલી હદ સુધી ધીમાં થયા, પણ દરેક ચીજની દુન્યામાં હદ હોય છે તેમ અંતે એ ધીમા કલાકોની બી હદ આવી ને જ્યારે તે કેદના ઓરડામાં લગભગ દીવો પેટાવવાની જરૂર થઇ પડવા જેટલું અંધારૂં થયું ત્યારે તે મોટું બારણું પોપખાર ખુલી નાંખવામાં આવ્યું, અને તેને કેહવામાં આવ્યુ' કે બાહેર ની ઓફીસ રૂમમાં જઇ પોતાનો પોષાક બદલી બાહેર જવાને સારૂ તે હવે પાછો છુટો ને સ્વતંત્ર હતો.

તે એ સાંભળીને જરા બી ઉલટમંદ કે રાજી થયો નહીં. એક ચાવી આપેલાં રમકડાંની અદાથી ફકત તે પાધરો તે ઓફીસ રૂમમાં ગયો, ને ત્યાં જઇ તેનાં કપડાં જે મોજુદ હતાં તે પેહડી લઇ તેણે પેલો કેદીનો કંગાલ પોશાક ઉતારી ધિક્કારથી દુર ફેંકયો. તે પછી તેની જે રકમ તે પકડાયો ત્યારે તેનાં આંગપરથી

મલેલી નોંધાઇ હતી તે તેણે પાછી સ્વાધીન લીધી, અને—અને તે ખુલ્લી હવામાં ફરી એક વાર ત્રણ વરસે બાહેર પડયો.

તે બાહેર પડયો.

તે બાહેર પડયો, પણ તેણે જવું કયાં? પુનાનાં તેની જાંણ પીછાંણવાલું કોઇજ ન હતું, અને તેથી એકાદ પલ વીચાર કરી તેણે પાધરો સ્ટેશનપર જવા ને ત્યાંથી જે પેહલી ગાડી મલે તેમાં મુંબઇ જતો રેહવા ઇરાદો કીધો, અને તે સ્ટેશન તરફનો રસ્તો એક રાહદારીને પુછી ઉતાવળે ચાલવા માંડતો હતો તેવામાં કોઇએ તેનાં ખભા પર ઘણી નરમાસ સાથે હાથ મેળ્યો. તેણે તેથી, ચમકીને તાજુબીમાં પાછું ફરી જોયું તો તે કોઇ એક લાંબી ચુશ્યાં જેવી કાળી દાઢી વાલો મોબેદ હતો.

તે સપોતે ને દપોતે હતો. સદરો, આડાબંધનું વાસ્કુત ને સફેદ પાઘડી. એ ધરમના ઉપાધ્યા સાહેબો પોતાની સુફેદ પાઘડીને શોભે ને પોતાના દમામ ને મરતબાને જલાબ કરે તેમ સંપુર્ણ પોશાક સજીનેજ બાહેર નિકળવાને બાહેરગામોમાં આલસ કાંએ કરતા હશે તે તો ખુદાને ખબર, પણ આ કોઇ દસ્તુરજી નાદર મોદીએ જોયું કે તેવીજ કીસમના પોશાકમાં સજજ થએલા હતા. ખાંધપર અલબત એક અરધો મેલો તુવાલ તો હતોજ.

"આપ સાહેબ નાદરશાહ મોદીજ કે જી?" તે બાદશાહજીએ અદબથી હવે સવાલ કરયો.

"હા, કેમ વારૂં દસ્તુરજી?"

"તે શાહેબને વાસ્તે મને હાંની અગ્યારીના પંથકી શાહેબે હાં ઉભો કીધેલો શે જી," તે મોબેદે માનથી કહયું.

"મમભાઇથી હમારા પંથકી શાહેબને કાંઇ તાર આવેલો છે કે આપ ફરાગત થાવો તેવા તરતજ તમોને મમભાઇ મોકલી દેવા. જરા બી ખોટી કરવી નહીં. આપ શમઝયા ની ઝી?"

"મને મુંબઇ એટલી બધી તાકીદથી કોણ બોલાવેછ?"

"જમશેદજી રાનજી," તે મોબેદે જવાબ કરયો. "પંથકી શાહેબ કેહતાથા જે આપ એ નામથી તેનાઓને ઓરખશો. મને કેહ્યુંશ જે તેવણુનો બંગલો મુંબઇમાં એવણુનાં સસરાનાં બંગલાની લેનમાંજ માહાલખમીમાં છે. આપ શહમઝયા કેની ઝી?"

નાદર વિચારમાં પડયો. આ શો ભેદ હોવો જોઇએ? તે છુટો થતાં સાથે એટલી તાકીદની તલબગારીથી જસી તેને પોતાને મુકાંમે મલવા શું સબબથી બોલાવતો હોવો જોઇએ? તે તો સામો તેને મલવાને ખરી રીતે ઓસ્કાતો હોવો જોઇએ—તે અને જર તો હવે તેનાથી દુર રેહવામાંજ શોભા સમજતાં હોવાં જોઇએ. અને ત્યારે સઉથી પેહલો તેજ તેને મલવાની તલબ કરે એ શું અજબ જેવું ન હતું?

"ઠીક છે દસ્તુર, તમારી દરેહમેહેરનાં પંથકી સાહેબને મારી સલાંમ કેહજો," જરા વિચાર કરી લઇને નાદરે કહ્યું: "હું હમણાં મુંબઇજ જાઉંછ ને જતાં સાથે જસીને તેને બંગલે મળશ. સાહેબજી."—અને એમ કેહતાં તે ઉતાવલે ચાલતો થયો, કે જયારે દસ્તુરજીએ લાંબા લાંબા અને આખા આખા હાથની પાગડી પર સલાંમો કરીને અને દુઆના અનેક કલાંમો બબડીને શી આશા કરી તે સાંભળવા કે તપાસવા તે મુતલગ થોભ્યો નહીં.

## પ્રકરણ ૪ થું.

હવે આપણી વારતાનો દેખાવ બદલાય છે, અને પુનાથી આપણને મુંબાઇ કુદકો મારી જવું થાએ છે. ત્યાં માહાલક્ષ્મી તરફના એક ન્હાના બંગલાના પાછલી તરફ (દરયાની બાજુ)ના એક ન્હાના બૅડરૂમમાં એક જવાંન આદમી છેક મોહોતની લગેલગ—ધાસ્તીભરી હદ સુધી બિછાંણાંમાં બીમાર પડેલો છે.

તે એકલોજ હતો. ડાકટરોએ દરદીને બીલકુલ શાંત રાખવાની ખાસ તાકીદ ફરમાવેલી હોવાથી એક પારસી નર્સ અને ફીરંગી ડાકટર સિવાય હાલ તે ઓરડામાં બીજું કોઇજ ન હતું. તે બીમારની મોહોરદાર પોતે પણ તરતનીજ આસાએસ કરવા પોતાના ઓરડામાં ગઇ હતી.

સઘળું શાંત હતું. ડાકટર બારી વાટેથી સામા દરયાના ઉછાલાઓ જોતો ખામોશ ઉભો હતો, ને નર્સ તે મરતા બિમારનાં માથાં આગળ વગર ગરબડ કરવે ઉભી હતી.

સઘળું સ્મશાંન જેવું શાંત અને એકાંત હતુ.

કોઇનો કશો અવાજ આવતો ન હતો—સિવાયે કે બાજુમાંની ઉંચી ટેબલ ઉપર ગોઠવેલું એક શોભાયમાન "ટાઇમ પીસ" તેનાં એક સરખાં અને ધીમાં ટીક–ટીક–ટીક–ટીકથી તે ઓરડો ગજાવતું રહયું હતું.

તે દરદી તેનાં બીમાર બીછાંણાંમાંથી તે ટાઇમ પીસ જોઇ શકતો ન હતો, પણ તે "ટીક–ટીક" તેને પરગરી સમજાતી હતી, અને તે મનથી સારી રવેસે જાંણતો ને સહમજતો હતો કે તે દરેક ટીક ટીક તેને દાદારની દરગેહ વધારે ને વધારે ઘસડતી જતી હતી. તેનું મોહોત દુર ન હતું તે તે જાણતો હતો. પોતાનો વખત

ભરાઇ ચુકયો હતો, અને ટુંક ઉમરમાંજ તેણે આ ફાંની જેહાનથી હવે સદાનો વાસો ઉઠાવી જવાનું હતું તે વાત તેનાથી અજાણી હતી નહીં

તે ઓરડો ન્હાંનો પણ સુઘડ ટેસ્ટથી સણગારેલો અને બાજુમાંના એક ઘોલ્યા ઉપર તે પારસી બીમાર મોહોત આગલ લાચાર લાઇલાજ તાસવીસ કરતો અને પોતાની એક ટુંક પાપી પ્રપંચી જીંદગી માટે મનથી કમકમીને તોજેશ કરતો પડેલો હતો. તે ભરજવાન હતો.

તે પુશકળ બેચેન હતો. તેના જીવને મુતલગ નિરાંત ન હતી. તે બિછાંણુાંમાં આમથી તેમ તરફડયાં ખાયા અને કોરો બદલ્યા કરતો હતો.

"નર્સ, ડાકટર," તેણે જરા વારે નબલે અવાજે પુકારયું—અને બીજીજ પળે તે બંને રખેવાળો તેની પાસે તેની સમક્ષ દોડી આવ્યાં; "તમારે મને કેહવું જોઇશે. ખરી હકીકત તમે લોક શું કામ મને નથી કેહી દેતાં? મારે હવે—"

"વળી તમે બોલ બોલ કરી?" તે ડાકટરે જરા ધમકાવા પટાવાની ઢપે તેને ચુપ કરતાં કહયું; "ચુપ થઇ જાઓ—એકદમ ચુપ! આંખ વિંચીને બીલકુલ ખામોશ પડી રેહો."

તે ડાકટર કાંઇ જોતાં સાથે સારી અસર ઉપજાવી શકે તેવો આસામી ન હતો. તે ઉપર કેહવા મુજબ એક ગોટલો હતો, પણ ગુજરાતી તે ઘણું સાફ બોલતો હતો. તેના પોશાક માં તે જોઇએ એટલો સુઘડ ન હતો, અને તેની હીલચાલ ને અવાજમાં બી ઘણુંક એવું હતું કે જેથી તે પોતાની કાબેલ્યતપર પોતે ઝાઝો ભરૂસો નહીં રાખી શકતો હોએ ને

પોતાની નબળાઇઓ મનથી પીછાંણી શકતો હોય એમ લાગતું હતું. તે "સેકંડ ઇન-કમાન્ડ" હતો. એ બીમારપર ખરેખરૂં ધ્યાંન આપનાર ખરેખરો ડાકટર તો તે તરફનો એક પંકાયલો પારસી તબીબ નામે મનચેરશાહ બેજનજી હતો, પણ આખો વખત નર્સ ભેગો દરદી આગળ રેહવા ને ચાલું દેખરેખ રાખવા તેણે તે તરફ તરતના આવી બેઠેલા આ ગોઆનીસ ગે-પાંઉને પસંદ કરયો હતો.

"મને તમો ખરૂં કેહો," તે દરદીએ પાછો તકાજો કરયો,—ને તે ખિજવાયલી અદથી બોલતો હતો.

"તમારે એમ નાહીંમત થવું નહીંજ જોઇએ, મી. જમશેદજી," તે ડાકટરે જવાબ કરયો. "પઇસો અને આદમી ની કળા તમારો જાંન બચાવા જે બી કાંઇ કરી શકે—"

"તે બધું મને ખબર છે," તે દરદીએ પોતાનો નાતવાન હાથ ઉંચકી તેને જેહેમતથી રોકતાં કાંઇક વધતા ગુસ્સાથી કહયું; "હું જે પુછુંછ ને જાંણવા માંગુછ તે એજ કે મારી બચવાની શું આશાજ નથી?"

"સાસ ત્હાં તલક આસ," તે નર્સે હયાં વચ્ચે પડી ધીરજ આપી.

"ત્યારે તમારાં બેઉનાં એ ગોલ ગોલ બોલવાથી મારે માનીજ લેવાનું છે કે મારો વખત ભરાઇજ ગયો છે," તેણે એક ઉંડી નીશ્વાસ નાંખી કહયું. તે જાંણે મરવા માંગતો ન હોએ, કે છાતીપરના કાંઇ મોટા ભાર સાથે મરવાને ખચ્ચીત કરીને બીહીતો હોએ એવોજ સઘળો મામલો હતો!

"છટ, છટ, છટ," તે ડાકટરે ઘણા ભપકાથી તેને રોકવા માંગ્યો.

"ચુપ કર!" તે દરદીએ ગુસ્સાથી પુકારયું.

"તમે એમ ઉશ્કેરાશો તો અલબત પરીણામ માઠું આવશે," તે નર્સે તે ડાક્ટર કરતાં વધારે સત્તાથી ને વધતી માયાથી કહયું. "તમારે ગરીબ બીચારાં મીસીસ જમશેદજીનો વીચાર કરવો જોઇએ."

"હું તેનોજ વીચાર કરૂં છું," તે દરદીએ કાંઇક શાંત થતાં કહયું—અને તેનો અવાજ જાસ્તી નબલો પડતો જતો હતો. "હું તેનોજ વીચાર કરૂંછ, ને જો મારે મરવુંજ હોએ તો જે મારે કરવુંજ જોઇએ તે કરી નાખવાનાજ હું ખ્યાલ માં છેઉં. સાંભળો નર્સ ડાકટર, મરવા પેહેલાં મારે એક ઉંધાનું ચતું—એક ખોટાંનું ખરૂં કરવાનું છે! હું તેને એક ખરી વાત કેહી દેવા માંગુંછ, ને મને લાગેછ કે એ ફરજ અદા કીધા વગર મારો જીવ મારી ધાંટીમાંથી જઇ શકવાનોજ નથી. હું મારી વાઇફને અને એક બીજા આસામીને તે વાતનો ખુલાસો કરી દેવા માંગુછ!"

પણ તે એટલું બોલતાં અતી ઘણો થાકી ગયો, ને નિસોસ થઇ પડયો.

## પ્રકરણ ૫ મું.

તે ડાકટર ગભરાઇ ગયો. તેણે ઝટ તેની નાડ તપાસીને જલ્દીથી કોલોન તેનાં નાક આગલ આપવા નર્સને ફરમાસ કરી.

તે, તેથી, જલ્દીજ પાછો હુસ્યાર થયો.

"કેટલા વાગા?" તેણે તે પછી પાછું પુછયું.

"સાડા આંઠ."

"ત્યારે અત્યારે તો તે આવવોજ જોઇએ," તે બીમાર

પટપટયો; "ગાડી તો સહવારની આવી ચુકી હોશે. હજી સુધી કેમ નહીં આયો? ઓ ખુદા, તે નહીં આવશે તો? તે આવ્યા આગમચ હું જો મરી જવશ તો?"—અને તેણે તે ડાકટરનો હાથ જાંણે નાસીપાસીનાં ઝનુંન ને જોશથી પકડયો!

"હું કાંઇ તમને મદદ કરી શકું એમ છે?" તે ડાકટરે માયાથી પુછ્યું.

"એટલીજ કે મને ખરેખરૂં કેહી દેઓ કે મારે હજી કેટલા કલાક જીવવાનું બાકી હશે?" તેણે તેજ ટગર ટગર પાછી કરી!

"હું મીસીસ જમશેદને પાછાં બોલાંઉ?" તેણે તે સવાલ ઉડાવી પુછ્યું.

"હમણાં નહીં—હમણાં નહીં; નાદર મોદીને આવવા દેઓ. તે આવે ને પછીજ," જરી રાંણજી—તે મરતા બીમારે તાસવીસ વચ્ચેથી કહ્યું; "ઓ, તે કયારે આવશે? હજી તે કયારે આવશે? કલાકેકમાંજ તો બધું રંધાઇ નહીં જાએ? હેં ડાકટર, હું હજી કલાક બે કલાક તો જીવશ કેની?"

"તેથી વધારે," તે ડાકટરે ભાંણભુલો થઇ કહી દીધું! હું ધારૂં છ કે આજનો આખો દાહરો તમો પસાર કરી શકશો."—અને એ ખરી બાતમી મલવાથી તે બીમારને વધતો ધરૂજતો ને ફીકકો પડતો જોઇ પોતે કાચું કાપ્યું તે હેમાકાત માટે તે ડાકટરે પસ્તાવાથી પોતાની જબાં કરડી.

"તમે ઘણા ઉતાવલા થયા, ડાકટર ફ્રરનેનડીસ," તે નર્સે તેને બાજુ લઇ જઇ ઠપકો આપ્યો. "મને લાગે છ કે ફીકરના સબબથી હવે એને માંથે પવન ચહરી જશે, ને ડા૦ મનચેરશાહ તમારાપર ઘણા ગુસ્સે થશે."

"તમે તેવણુને કેહતાં ના જે મારાથી એ ભુલ થઇ ગેઇ," તે ગોટલાંએ માંગી લીધું;—અને તે બંને તે પછી પાછાં તે દરદીનાં બીછાંણાં આગલ આવ્યાં.

"હું નેકીમાં મરશ," તે પટપટયો; છેલ્લે બી ખરો ખુલાસો તેઓને કરીને હું મરશ તો મારી આગલી બદીનો ભાર કાંઇક બી ઓછો થશે, નહીં વારૂં ડાકટર?"—અને બચ્ચાંસહી કીસમે તે ડાકટરના સખ્યારાની તે દરદી આરજુ કરવા લાગો!

ડાકટર અને નર્સ બંને તાજુબ થયલાં દેખાયાં. આ બીમાર એકનાએક તોરની એ શી બકવા લઇ બેઠો હતો? તે પવનની ગુમમાંજ ગાંડુંઘેલું બોલતો હતો કે ખરેખર તેની છાતીપર કોઇ અપરાધનો બોજ હતો?

"તમે જરા શાંત થાઓ," તે ગોઆનીસ ડાકટરે વળી સખ્યારો આપી માંગી લીધું. "મારૂં માનો, ડા૦ મનચેરશાહ મોટા ડાકટર ફ્રેઝરને લઇને અગ્યાર વાગે પાછા આવશે તેટલાં તમો જરા નિરાંતે સુઇ ઉઠો."

"અરે જાંહનમમાં ગેઇ ત્હારી નિરાંત!' તે દરદીએ વળી મીજાજ ખોહી દઇ ચીસ પાડી પુકારયું; "મને નિરાંત હવે શું કામ આવનાર છે? તે શું મારો જીવ બચાવશે? હવે બસ મને મારી તે મરતી ઘડીની ફરજ અદા કરવા દેઓ. હવે ડાકટર ફ્રેઝર શું કરી મરવાનો છે? તમે બેઉ ડાકટરોએ આશાજ મુકી દીધીછ તો નકામાં કાંએ ચુંઠણાં પારોછ?"

તેણે નિસોશ આંખ વિચી દીધી. નાદર આવે તે વારે તેને જે કેહવું હતું તે હાલમાં તે પડયો પડયો મનમાં ગોખતો અને યાદ કરતો હતો. તે સઘળું ખરેખરૂં કબુલ કરી દઇ

તેની માંફી ચાહવા આતુર અને ખંતી હતો. કાંઇકુંભી શાંતીથી મરવાને તેને લાગ્યું હતું કે એજ અને એકજ રસ્તો હતો.

તે રગેરગ હીચકારો હતો. અસલથીજ તે એક કાયર બાએલો હતો, અને ઘણું કરીને તેની કીસમના દીલના દાઘેલ બદમાસો એજ તોરના આસામી થાએ છે. તેઓ અગત કરીને હીચકારા હોએ છે, અને તેવોજ આ જસી રાણુજી હોવાથી તેની મરતી ઘડીએ પોતાનાં પાપી કૃત્યોના તાપથી તે થથરી ગયો હતો, માટેજ તે મજકુર બે આસામીઓને જરૂરી ખુલાસા આપવા એકદમ તઇયાર થઇ ગયો હતો.

અને તે એ રીતે વિચારમાં આંખો વિંચી શાંત પડેલો હતો તેવામાં તે બંધ ઓરડાનું હલવે રહી બારણું ઉઘાડવામાં આવ્યું, અને એક નોકરે અંદર ડોકું ખોસ્યું.

"શેઠને કોઇ પારસી શેઠ મળવા માંગે છે," તેણે ધીમે રહાદે કહયું.

"હું મળવા દેઇ શકતો નથી; મને હુકમ નથી, મને ઠપકો મળશે," તે ડાકટરે જવાબ કરયો.

"નહીં, મારે તેને મળવુંજ છે," જસીએ બિછાંણામાં એકદમ ચમકી ઉઠીને કહયું; "બોલાવ—બોલાવ તેને અંદર એકદમ,"—અને તેને એટલો બધો ઉસ્કેરાઇ આવેલો જોઇ ડાકટર ને નર્સ તે મળવા આવનારને અંદર આવવા દેવા એકમત થયાં.

"હવે, નર્સ. મને ટકયાઓના ટેકા આપીને મારાં બિછાંણાંમાં જરા તરો બેસાડો," તેણે માંગી લીધું, કે જયારે તે ડાકટર ફફડયો—"ઘણુંજ બેવકુફી ભરેલું—ઘણુંજ."

તે બીમારે, એમ છતાં, તે ડાકટરના પટપટારા પર

કશુંજ ધ્યાંન આપ્યું નહીં, ને તે નર્સને આજ્ઞાનુસાર તેને તે ટકયાઓ ગોઠવીને બેસાડવા ફરજ થઇ પડી.

એવામાં બારણું પાછું ઉઘડયું, અને નાદર મોદી અંદર આવ્યો.

તે ઓરડામાં અધવચ્ચે અચકી ગયો. આ મોટી ભયભીત બીમારીમાં જસીના છેકજ હાલ પડી ગયા હતા ને તેથી તેનો તે અવતાર બેઅવતાર જોઇ નાદર તાજુબ થયો. તે એ પોતાના પુરાણા મીત્રને એટલો બધો બીમાર થયલો મુતલગ જાણુતો ન હતો.

તે તેની નજીક ગયો, ને તે બીમારનો હાથ કાંઇક મમતાથી પોતાના હાથમાં લેવાની તેણે હીલચાલ કરી.

"સબર! સબર!" પોતાનો હાથ ખેંચી લઇને જસીએ પુકારયું. "મારે જે કેહવું છે તે પેહલાં તું સાંભળી લે, અને પછી કદાચ તું ચીમટાએ બી મારો હાથ પકડવા રાજી નહીં થશે."—અને હયાં તે નર્સ અને ડાકટર તરફ ફરયો:— "તમો બેઉ મેહેરબાંની કરી અત્રેથી બાહેર જાઓ. અમારી વાત ઘણીજ ખાનગી છે. મને તમારૂં કામ પડતાં હું તરત તમોને પાછાં અંદર બોલાવશ; અને નર્સ, મેહેરબાની કરીને મીસીસ જમશેદને તરત અત્રે મોકલી દેજો. તેને કેહો કે ઘણું જરૂરનું કામ છે, વાસ્તે બધું પડતું મેલીને એકદમ આવે."

અલબત નર્સ કે ડાકટરને પોતાનો હવાલો છોડી એમ બાહેર જવા ગમ્યું તો નહીંજ, પણ તે હઠીલો દરદી છેડાઇ પડીને નહીં તો કાંઇ નવું જાુનું કરી મેલે તે ફીકરથી તેઓ અંતે કેટલીક આનાકાની સાથે બાહેર ગયાં, ને વરસો પછી— છેક ત્રણ વરસે—તે બેઉ પુરાણા દોસ્તો તે મોહોતના ઓરડાનાં

એકાંતમાં એકાદ પલ એકલા પડયા.

તે મરતા બીમારે થાકથી આંખ વીંચી દીધી, ને એ શું બધો મામલો હશે તે માટે તાજુબ થતો નાદર તેનાં બિછાંણા કને ખુરસી ખેંચી ખામોશ બેઠો.

બીજી થોડીક પલ—ને તે બંધ બારણું પાછું ઉઘડતાં એક નાજનીન નરમ ફુલ જેવાં કદમે અંદર આવી. તેનાં સ્લીપર્સનો સણુસારો વટીક તે થવા દેતી ન હતી.

તે પાધરી તે બિમારના બિછાણાં ભણી આવી, અને ત્યાં પોતાના અવલ પ્યાર—નાદર—ને બેઠેલો જોઇ એકાદ પલ જરા ચમકી. તે અત્રે આવનાર છે એમ તેને ખબર હતી, ને તે છતાં ત્રણ વરસે તે "અપરાધી" ને પોતાની રૂબરૂ જોતાં હેત, દયા અને ગુસ્સાની અનેક મિશ્રીત લાગણીઓ તે એકાદ પલમાં તે ગમગીન મધુરીને થઇ રહી

તેણે ફકત તેને દુરથી માથાંના લેહકાથી રહેજ નમીને બોલ્યા વગરનું "આવો જી" કીધું.

તે નાદરે જોયું કે હવે તેનાં ખીલતાં સૌંદર્ય સાથ સંપુર્ણ સ્ત્રીપણાંમાં આવી હતી. તે હાલમાં ચોવીસ વર્ષની ઉમરમાં આવેલી એક તારૂણી હતી, અને તેણીની આગલી ખુબસુરતી હજી જેવી ને તેવી ટકી રહેલી હતી, બલ્કે તે ખુબસુરતીએ જવાનીની પુખ્તીમાં બને તો હાલમાં જાસ્તી તેજી પકડેલી હતી, એમ છતાં તેની અદા ઘણીજ ગમગીન ને ચેહરો શોકાતુર હતો.

તે પાધરી પોતાના બીમાર ધણીને પડખે ગઇ.

જસી હવે તુરત બોલી શકતો નહીં. તેણે બોલવા માંગ્યું પણ જાંણે ફીકર અને શરમથી તેની પાપી જબાન ઉપડી

શકી નહીં, અને ત્યારે તે એકાદ બે પળની ચુપકી તેની સાંમે ઉભેલાં તે બંને માટે ઘણી કફોડી થઇ પડી. તે બધાંને ઘણું વસમું લાગ્યું.

તે એક અજબ જેવો "ત્રાયો" હતો. એક હાથપર ત્રણ વરસની જાલેમ ટેપ પછી તરતનો બંદીખાનાંમાંથી છુટક પામેલો તે કેદી હતો—બીજા હાથપર તેને ને તેનેજ એક વાર સાચ્ચી જાનફેસાંનીથી ચાહવાની ખાત્રી આપવાવાલી તે દીલ જીત અબળા ઉભી હતી, ને વચમાં તે પાછલથી જેને પરણી હતી તે જવાન મોહોત જીવત વચ્ચે ધકકાપછાડા ખાતો પડેલો હતો!

અંતે જસી બોલ્યો.

તે ઘણી જેહમતથીજ બોલતો હતો એમ પ્રગટ જણાતું હતું. દેખીતી રીતે તે ઘણી આનાકાની અને ઘણી બેશક હભતથી બોલતો હતો.

"નાદર મોદી, મેં તુંને તેરાબ્યોછ તે નહીં કે તાહરી માંફી માંગી લેવા—તું મને માંફ કરી શકશે એ તો હું માનીજ નથી શકતો, પણ ફકત તારી આગળ મારૂં પાપ ખુલ્લેખુલ્લું કબુલ કરી દેઇને મરતી ઘડીએ મારી છાતીપરનો ભાર હલકો કરવાનોજ મારો એરાદો છે," જસીએ કાકલુદીની ઢપે કહયું,—ને તેણે શરૂ કરયું ત્યારે તે જેટલાં જોશથી બોલ્યો તે કરતાં તેનાં તે વાકયના છેલ્લા ભાગમાં તે અતી ઘણો ગગલી પડયો ને હડબડી ગયો.

નાદર અને જર અત્યંત અને એકદમ તાજુબ થઇ ગયલાં દેખાયાં.

"તેં શી રીતે મારૂં બુરૂં કરયું?"

"બધી રીતે; એક નહીં પણ અનેક રીતે," તે પાપી આસામીએ જવાબ કરયો. ત્રણ ત્રણ ત્રણ વરસ તેં એક જીવતાં દોજખમાંજ સબડી સબડીને પુરાં કરેલાં છે."

તે ગજબનાક યાદથી વટીક હજી છલ્લી મરનો હોએ તેમ નાદર એ સાંભળતાં કમકમ્યો.

"તે વાત હમણાં મને પાછી યાદ દેવડાવીને તું શું કેહવા માંગેછ?" નાદરે દુખી અદાઓથી કહયું; "ધારાએ મને દોષીત માન્યો, ને તેણે પોતાનું વેર લઇ તેની ધારણા મુજબ મને શુદ્ધ બનાવ્યો."

"પણ તું અશુધ્ધ હતોજ નહીં; તારો એકબી દોષ હતોજ નહીં, અને તે કબુલ કરવા ને જાહીર કરવા વાસ્તેજ મેં મારાં મોહોતનાં બિછાંણાં આસપાસ હાલમાં મારી મરતી ઘડીએ તમોને બેઉને તેરાવ્યાંછ ને એકઠાં કીધાંછ!"

નાદર એ સાંભળતાં પાંણી પાંણી થઇ ગયો. તેણે રૂમાલ કાઢીને પરસેવાથી તર થતું પોતાનું કપાળ લુછયું. આ મરતો આદમી શું કેહવા માંગતો હતો? છેક છેલ્લી ઘડીએ—તેનો નાશ પુરેપુરો અમલમાં આવી ચુકવા કેડે હવે વલ્લતે દિવસે તે એ શું કબુલ કરવા ચાહતો હતો?

જર બી થથરીજ ગઇ! તેની આંખ્યો જાંણે તેના ગલ્લાં માંથી નિકળી પડવાની હોએ તેમ તે અજાયબીમાં ફાટી ગઇ હતી. ઓ, શું નાદર બેગુનાહજ હતો?

"ખુદા મારા હાલ પર દયા કરે!" જસીએ આજેજીના અવાજથી કહયું,—અને તેણે જરનો ન્હાનો નાજુક સુવાલો હાથ પોતાના ધુજતા હાથોમાં લીધો.

પેહલી હરોલમાં તેણીને તે હાથ અછાત મારીને છટકાવી

દેવાનું મન થયું, પણ તુરત વિચાર ફેરવી તેણે તે તેના હાથમાં રેહવા દીધો. તેને તે પુરેપુરો સાંભળવા તરસતી હતી, અને આખર કરે પણ તે તેનો ભરથાર હતો—ભરથાર કે જેનો ડાકટરોએ તદન આંકો આવી રહેલો જાહીર કરયો હતો!

તે તેને પરણીને કશીજ રીતે સુખી થઇ ન હતી. તેના બાપની બજીદાઇના પરીણામમાં તેની લભાંસ ને લતરાજ પર થાપ ખાઇ જઇ તે તેને પરણી હતી, ને નાદરને આયંદે એક ખરો અપરાધી માની લઇ તેણીએ તેની સઘી પોતાનાં પ્યારાં પ્યાર ભરયાં જીગરમાંથી ઉખેડી નાંખી હતી, પણ જસીમાં તેણે જલદીજ પોતાને ઠગાયલી જોઇ. તે કુછંદી અને ઠગારો પુરવાર થયો, ને તે પરણી જીંદગી ફકત એકજ વરસના અરસામાં તેને સરયાંમ એક કંગાલ બોજ ને ભાર સમાન પુરવાર થઇ.

પણ હવે તે સઘળાંનું છેવટ આવી જનાર હતું. તેઓ સંપમેલનાં સુખથી કદી રહયાં ન હતાં, ને ખરેખર તો જરનો જસીપર મુનલગ જીવ હતોજ નહીં, પણ તે પોતાનાં પરણ્યા ઇમાનને પાક ને વફાદાર રહી હતી. તેણીએ જસીનું મોહોત માંગ્યું કે ઇચ્છયું ન હતું. પણ દારૂના માહા બુરાં વ્યસને તેનો અધુરો આંકો લાવી મેલ્યો હતો, ને "નેવર"નાં દરદથી તે ધારવા કરતાં વેહેલો પટકાઇ પડેલો હાલ મરવા સુતો હતો! તેનો કેસ અચણુચ જોતાં જોતાંમાં ને નહીં ધારેલો બિગડી ગયો હતો, અને તેથીજ મનચેરશાહ ડાકટર આજે મોટા ડાકટર ફ્રેઝરને લઇને બપોર સુધીમાં પાછો આવનાર હતો.

તે (જસી) નાદરનાં વચમાંથી દુર થવા પછી સોહલી શેઠનાં પેટપાસામાં વધનો ભરાયો હતો, અને મીઠાસથી તે ડોસાનું કલેજું કરડી ખાધું હતું. તેની બોલીની લભાંસ ને સીફતજ

એવી હતી કે જે બી તેના સમાગમમાં આવે તે તેનાથી છેતરાય ને તેને ચાહે; અને તેથી સોહલી શેઠે તેને નાદરની જગ્યા આપી પોતાના સંપુર્ણ વિશ્વાસમાં લીધો એટલુંજ નહીં, આશીસમાં વડો બનાવ્યો એમજ નહીં, પણ પોતાની આંખનાં તેજ જેવી વ્હાલી એકનીએક દીકરી વેરે તેને લગભગ જોર જુલમથી પરણાવી પણ આપ્યો ! તે હેમક શેઠયાએ તે પછી વળી પોતાના બંગલાથી થોડેજ દુર એક નવો બંગલો ભાડે લઇ તે અગત જોગાં ને બધાં કીમતી રાચરચીલાં તેમજ સામન સુમનથી તેમને વસાવી આપ્યો, ને ત્યાં તેમને પોતે આગલ રહીને ઠર પાડયાં !

## પ્રકરણ ૬ ઠું.

પણ ખુદાની લાકડીને અવાજ નથી. પોતાનાં પાપનો એ લ્હાવો લેવા ને ભોગવવાને પાપી જસી ઝાઝું જીવે એમ જણાયું નહીં. તે જોતાં જોતાંમાં બીમાર થયો, અને તે બીમારી છેલ્લા થોડા કલાકમાં તો નહીં ધારેલી ગંભીર થઇ પડતાં ડાકટરે તેની જીવવાની આશાજ મુકાવી અને તે વાતની તેને પોતાને માહીતી થતાં તે પોતે એટલો ગભરાયો કે તેણે મરવા પેહલાં સઘળું પોતાનું અઘોર પાપ એકદમ કબુલ કરી દેવાની ઘણીજ ગંભીર જરૂર પીછાંણી ! એ ઉપરથી તેણે ગણત્રી કરી, અને નાદરની જેલની અવઢ કટોકટ તેજ વખતે પુરી થઇ રહેલી હોવાનું જાંણી તે તેને રૂબરૂ મલવા અત્યંત ઉસ્કેરાયો, અને પરીણામમાં તેણે જરને અને તેને પોતાનાં બિછાંણાં આગલ એકઠાં કરયાં, જે આપણે ઉપર જોઇ તેમજ વાંચી આવ્યાં છીએ.

એ દરમ્યાંન તેણે, અમોએ કહ્યું તેમ, જરનો હાથ

પોતાના મરતા ધ્રુજતા હાથોમાં લીધો, ને એ સઘળા સબબો ને સેવટની દયાના ખ્યાલથી જરે તે પેહલાં તેણીને વિચાર થયો હતો તેમ છટકાવી નાંખ્યો નહીં

"મારી જર, છેલ્લાં દોહોર વરસમાં તું તો મને મારાં ખરાં રૂપમાં ઓરખી ચુકીછ," તેણે તેણીનો હાથ પોતાના હાથમાં લઇ કહ્યું, "પણ નાદર તો મને જે અસલમાં નેકનામ જાંણતો હતો તેમજ હજીબી જાંણતો હોશે —અને વળી તું બી, મારી નેકબખ્ત મોહરદાર, મને જેટલો બુરો ધારેછ ને માનેછ તેથી બી હું હજારો ઘણો વધારે બુરો છેઉં, ને મારાં તે બધાં પાપનો આજે મારે મરવા પેહલાં તમો બેઉ આગલ એક ટુંક એકરાર કરી દેવો છે."

"ચલાવ?" નાદરે હવે ગુસ્સાથી તલબ કરી.

"આપણાં બી બાતેનમાં એક બહરી હતી," જરીએ કહ્યું. "જર, જોરૂ ને જમીન એ ત્રણમાંથી એક આ ફાની દુન્યાના દરેક ફેસાદનું અવલ મુલ હોય છે, તેમ મારામાં શેહેન્યન વસાવામાં પણ વ્હાલી જર તુંજ હતી. હું આરીસમાં નાદરના હાથ નીચે હતો તે વખતે તું એની અદરાયલી હતી, ને તું એનાપર હેત કરતી હતી તે જોઇ જોઇને હું છુપો જલ્યા કરતો હતો. હું બાહેરથી હસ્તોને નાદરને મલતો ભેટતો હતો, પણ બાતેનમાં તો, નાદર, હું તારો હરડનો શતરૂ હતો. એટલા વાસ્તે તારૂં કોઇ બી કીસમે કાટલું કાહરી નાંખવા જાણે મેં કસમ લીધા. મેં જોઇ લીધું કે મારા આ આખાં શરીર બલકે મારા પોતાના કરતાં બી તારા હાથની એક આંગલી જો ખરૂં પુછો તો જરને વધારે પ્રિય હતી, અને તે હું કેમ ખમી શકું?"

હયાં તે દમ ખાવા થોભ્યો, કે જ્યારે તે માહાત થયલાં વહાલાંઓએ તો ગોયા દમ લેવાનું વટીક મોકુફ કરી દીધું હતું!

"મેં. તેથી, ઘણી મેહનતે તને ખસ્તેખોહાર કરવાની એક પાપી યોજના ઉભી કીધી," તેણે જરા વારે નાદર ગમ જોઇને પાછું ચાલુ કરયું. "તેમાં મારી બે ત્રણ મતલબ સરતી હતી. એક તો મને ખરચીની તાંણ ચાલતી હતી વાસ્તે મારો હાથ છુટો થઇ શકતો હતો; બીજુ તો વળી મને આફીસમાં તારી જગ્યા જીતી જવાનો લોભ થયો હતો તે પાર પડતો હતો, ને ત્રીજું જરને મારે હાથ કરી લેવી હતી—અને તાજુબ કે હું મારી એ બધી બુરી નેમોમાં મારી કરેલી ગણત્રી મુજબ છેક મારી વકી ઉપરાંત અને પુરેપુરો આયંદે ફાવ્યો! મેં સોહલી શેઠની દાવર એન્ડ મોયરની સહીની નકલો કરવા માંડી, અને જ્યારે હું ફાવવા જેવા તબકકાપર પુગ્યો ત્યારે મેં ચેકાની ચોરી કરી તે ખોટી સહીઓથી કૅસ કરવા માંડયા. એમ ઘણું સુધી ચાલ્યું, ને શેઠના મોટા વહીવટ ને રોજની લખ્ખોની આપ-લેમાં તે પકડાઇ આવી શકયું નહીં, પણ જ્યારે પકડાવા તુલક થયું એટલે તે ખોટી સહીની કોશેશનાં બધાં કાગલ્વાં તારી ડેસ્ક ખુલ્લીને અંદરના વકોરામાં થેસવી દેવાનુ મારૂં કાવતરૂં એક સ્હાંજે હું ઘણી આશાનીથી કરી શકયો. વળી તેજ હરોલમાં મેં તારા મુસલમીન નોકર અબદુલને મારા વિશ્વાસમાં લાધો, ને પઇસાની મોટી લાલચે છેલ્લી કૅશ કરેલી ચાર નોટો તારાં કપડાં નીચે તેની મારફતે તારી કબટમાં હું થબાવી શકયો!"

"ઓ માહા બુરા! ઓ માહા બુરા!" નાદર લગભગ ખુરસીમાંથી ચમકી ઉઠતાં પટાટયો, કે જ્યારે જર તો એ

સાંભળતાં એટલી દુખી થઇ કે દુખની ચીસ સાથે ટકયાપર માંથુ નાંખી તે કલવાઇ કલવાઇને રડવા લાગી.

“હું તોજેશ કરૂંછ—હું તોબા પોકારૂંછ,” તેણે પોતાના ગાલોને તમાચા લગાવતાં કબુલ કરયું. “હવેજ હું મારાં એ માહા પાપનું કરપીણપણું જોઇ શકુંછ.”—અને તેનો અવાજ સાંભળવાને બીહીક લાગે તેવો ખોખરો સંભળાતો હતો! તે એ વાત કરતો હતો ત્યારે તેનાં ચેહેરામાંથી ઘણો ફેરફાર થઇ ગયો હતો. તે પર મોહોતનો છાપ તો હનોજ, પણ એ હાલની ઉસ્કેરણીથી તે ચેહેરો અત્યંત વધારે કદરૂપો ને ભયભીત થઇ પડયો હતો!

“હું તોજેશ કરૂંછ—હું તોબા બોલુંછ!” ચંડાલ જસીએ પાછું કહયું. “મને તમો બેઉ માફ કરવાના નથી. હું માફીને લાયકજ નથી. ખુદાથી મને માફ કરવાનો નથી—ઓ ખુદા! ઓ ખુદા!”—અને તે પાછો નિસોસ પડયો, કે જયારે તે બંને માહાત થયલાં ને આ માહા પાપીથી આજેજ થયલાં પ્યારાંઓ જીગર ફાટી જાએ તે કીસમે પણ ખામોશ રડતાં હતાં.

જરને ફકત નાદર જેવો એક અમીર ને અસલ વ્હાલો ખોહી બેસવાનુંજ દુખ ન હતું. એવા એકને તેણે અપરાધી માન્યો ને તે બિચારાએ જુલમગાર કેદમાં ત્રણ વરસ—આખાં ગજબનાક ત્રણ વરસ તમામ કરયાં તે સીતમના ખ્યાલથી ને તે ધેરઇનસાફના ગજબથી તે કોમલાંગીના જાણે છાતીજ ફાટી જતી હતી. કોઇ ત્રાહીત એટલું ખમે તો તે વટીક કોઇ દયાલુ નાજનીનનું જીગર આરપાર જખમાવે. તો આ તો તેનો જાંનો—નિસાર પ્યારથી ચાહેલો તેનો પોતાનોજ અદરાયલો

ખાવીંદ હતો!

આખી દુન્યાએ તેને અપરાધી માન્યો તે એક કોરે હતું, પણ અફસોસ, તે પોતે કેમ એટલી ભાણભુલી—આંધળી બેહરી સુની થઇ જઇ શકી હતી? તે એટલી હદ સુધીની કામેલ અંધાપો કેમ પાંગી કે જેણે તે નિર્દોશ વહાલાને એમ દુન્યા પાર કીધો તેને ને તેનેજ પાછલથી પરણીગી ગઇ? કોઇ એક સરપની બાથમાં કમકમે તેમ તે બિચારી હવે એ બધા ખ્યાલોથી આખાં તન બદનમાં ધ્રુજતી ને કમકમતી હતી!

"અરે તમોને કંઇ દયા બી નહીં આવી?" તેણીએ રડીને કકલાત કરયો; છેક છેલ્લી ઘડીએ તો બચાવતે? જેલ માં ગીયા પછી તો પાછો છોરવતે!"

"મારી જર! મારી જર! મને માફ કર," તે પાપી બીમારે માંગી લીધું; "જો છોરવવાનો ને બચાવવાનોજ હોતે તો એમ કરતેજ શું કામ? તે વખતે મારી આંખે પાપનો આડો પરડો ફરી વલેલો હતો. ઓર જગતમાં ભલો ને વાહલો થવા તો એના જામીનો મેલવવા મેં બધી જુઠી ધર પકડ કીધી! હું જાણુતોજ હતો કે કરોડ રૂપ્યાના જામીન આપતાં બી સરકાર એને જામીનપર છોડવાની નથી, વાસ્તેજ મેં એ બધી જુઠી ધરપચ છેક છેડા સુધી ચાલુ રાખી, અને પરીણામ—અને પરીણામમાં મારે સરૂ આજનો આએ અંજામ મારા ધારવા કરતાં વેહેલો—ઘણો વધારે વેહેલો આવી ગીયો!"

ત્યાં તે વળી થોભ્યો, ને ઉંઘમાંથી એકદમ બિમાર થયો હોય તેમ જરા વારે પાછી આંખ ખુલી તથા ચમકીને તે બોલ્યો, "લાવ તહારો હાથ, નાદર મોદી,"—અને નાદરે

જાંણે સંચાથી કામ લેવાતું હોય તેમ બેખબરીમાં તેને હાથ આપ્યો એટલે તે તેણે પોતાના હાથમાં પકડેલા વ્હાલી જરના હાથ સાથ મેલવ્યો.

"તમો બેઉ તમારા હાથ મારી છાતીપર મેલી કસમ લેઓ," તેણે માહા ઓજરખ્વાહીથી તે પછી માંગી લીધું, "કે મારાં મુવા બાદ મારો આએ એકરાર આખી જગતને જાહેર કરી તમો બેઉ નિર્દોશ વ્હાલાંઓ પરણીને પાછાં એક થશો. તમારી એ હકીકત સાચી માનવામાં આવે વાસ્તે આએ મારાં માથાં આગલની મારી ત્રીજોરીમાંથી એજ બધી હકીકત ને એકરાર મારા પોતાના હરફે સવિસ્તાર લખેલો તમોને મલશે, ને તે, નાદર, તારૂં નિર્દોશપણું બેતકરાર પુરવાર કરવામાં તને ઘણી મદદ કરશે."

તેઓ બંને હાથો છોડવી લેવા માંગતાં હતાં, પણ તે મરતાં આસામીએ છેલ્લાં ઝનુનમાં હોએ તેમ તે એટલાં જોશથી પકડીને તે બેઉ પ્યારાંઓના હાથ સાથે મેલવ્યા હતા કે તે તાંણખેંચ ફોકટ હતી.

"ખાઓ કસમ!" તેણે પાછી તલબ કરી; "તમે બેઉ કસમ લેઓ ને મારા મુવા પછી તે તરત અદા કરજો કે મારા આત્માને પેલી જેહાંનમાં કાંઇક બી શાંતી રેહશે."

તેઓ બંને હજી ચુપ રહયાં.

"એટલી મારી મીનત નહીં માનો?" તેણે પાછો કકલાત કરયો; "નાદર, તું શું આએ જર જેવાં ઝવેરાતને ચાહતો નથી?"

"હું તો એને મારી જીંદગીના છેલ્લામાંછેલ્લા કલાક સુધી ચાહવશ," નાદરે ગમખ્વારીથી ને ધીમે સ્હાદે જવાબ કરયો.

"અને તું—વ્હાલી જર?"

"હું તો મારી ભોલાઇમાં એવણુ જેવા અમીરને ખરેખર જુડી ને નાલાયક પુરવાર થઇછ," તેણીએ આંસુઓ વચ્ચેથી કહ્યું, "પણ ઓ નાદર, સચ્ચું માનજો કે તમારો બેમુલો ને વફાદાર પ્યાર હું કદીબી મારાં જીગરથી દુર કરી કે વીસારી શકી નથી!"

"શુકર તે બારેહકતાલાના," અરસપરસના આ એકરારથી હીંમત પાંમી તેમજ રાજી થઇને જસીએ પુકારયું,—અને હજી તેણે તે બેઉના હાથો તો મેલવીને પોતાના હાથમાં જકડ પકડ પકડીજ રાખેલા હતા,—"અને હવે ત્યારે વાંધોજ શું છે?"

"મારા જેવા જેલમાં જઇ આવેલા ડામીજ સાથે એનું નીર્દોશ નામ—"

"ચુપ કર, નાદર, ચુપ કર!" તે મરતા બીમારે માંગી લીધું. "થોડા કલાકનોજ હું હવે આ જેહાનનો મેહમાન છેઉં, વાસ્તે મારા મુવા બાદ મારૂં પાપ તું લોકોમાં બેધડક જાહેર કરજે, ને ત્યારે લોક હજારો આવકારથી તારાં દરેક કદમ પરથી સાંઆં મરવા માંગશે, વાસ્તે રાખ મારો એટલો છેલ્લો સુખન ને ખા કસમ!"

"જો એમજ છે ને એથી તારા મરતા જીવને રાહાનજ મલેછ તો લે, હું કસમ ખાઉંછ," નાદરે કહ્યું, "કે તારા મુવા પછી જરને હું મારી પનાહમાં લેવશ, ને જો એની ખુશીજ હોશે તો અમો હજીબી પરણીને ધણી ધણયાંણી થઇશુ."

ત્યાં એજ દરમ્યાંનમાં બારણું ઉતાવલમાં એકદમ ઉંઘડયું, અને ડાકટર ફરનાનડીસ ઉતાવલા ગભરાતમાં દાખલ થયો.

લોક અહીંથી જલ્દીથી જતાં રેહો. ડાકટર મનચેરશાહ અને મોટા ડાકટર ફ્રેઝર સાહેબ આવેલા છે. તે લોક દરદીને એકદમ જોવા માંગેછ," તેણે કહ્યું.

એવામાં તો તે બેઉ ડાકટરો પોતેજ અંદર આવ્યા.

તે ડાકટર ફ્રેઝર એક માહા નામાંકીત સહસ્ત્રવૈદ હતો. તેને નાઇટહુડ મળવાની દરેક તઇયારી હતી, ને તેની ઘરાકી અને વાખવાખા એટલીબધી હતી કે તેને ખરેખર ઝેર ખાવાની બી ફુરસદ મળતી ન હતી. તે ઉંચો, છોલેલા બોકંડા જેવા બોડેલાં ઝળકતાં માંથાંનો એક વૃદ્ધ યુરોપ્યન સદગ્રહસ્થ હતો. તે હાથમાં ટોપી લઇને ધીમે સાહદે ડા૦ મનચેરશાહ સાથ વાત કરતો ઘણું ગંભીર કદમોએ તે બીમારના ઓરડામાં દાખલ થયો.

તેની સાથે ડાકટર મનચેરશાહે ઓરડામાં આવતાં સાથે જરની ઓલખાંણ કરાવી, ને તેણે તેણીને ઘણી મમતા સાથે શેકહેન્ડમાં હાથ આપ્યો. તેણે જરની તરતની રડેલી લાલચોલ આંખો જોઇ, અને તે પોતાના ભરથારની ભયભીત બિમારીના સબબથીજ રડની હોવી જોઇએ એમ સમજી દીલાસો આપતાં કહ્યું, "બેફીકર રહો, મીસીસ જમશેદજી. ખુદા ચાહશે તો આપરે હજી બી કંઇ કરી શકશું. અમોને એક દસ મિનીટ એકલા છોડી જશો?"

તે ઇંગ્રેજીમાંજ બોલ્યો હતો, કેમકે જર સારી રીતે ઇંગ્રેજીમાં વાતચીત કરી જાણતી હતી એ ઓલખાંણ કરાવતાંજ ડા૦ મનચેરશાહે તેને કહી દીધું હતું—અને તેની ફરમાસના જવાબમાં બીજીજ પલે નાદર અને જર તે ઓરડો છોડી બાહેર ગયાં, કે જયારે નર્સ અને ડા૦ ફરનેનડીસ પાછાં તે ઓરડામાં થભ્યાં.

એ રીતે એક હાથપર તે દરદીની અંદર તપાસ ચાલતી હતી, ત્યારે બીજા હાથ પર નાદર અને જર વરસો પછી બાજુમાંના એક બીજા ઓરડાનાં એકાંતમાં એમ નહીં ધારેલાં એકલાં પડયાં હતાં!

કેવો અચબુચ મીલાપ!

કેવા સંજોગોમાં, કેવી નહીં ધારેલી કીસમે તેઓ નાદર છુટો થતાં સાથે પાછાં મલવા ને એકઠાં થવા પામ્યાં હતાં તેનો ખ્યાલ થતાં નાદર તે માલીકની એ દયા માટે ઘણજ શુકરગુજાર થયો. તે તદન તુટેલાં દીલથી ને નામુરાદ જીવે જેલમાંથી બાહેર પડયો હતો. તેની સાંમે સઘળું સુનકાર ને અંધકારજ હતું, ને તે છતાં ખુદાએ કેટલી જલદી, કેવી નહીં ધારેલી ખુશનુદી તેને માટે મોકલી દીધી હતી!

તે જેલના વારડરે, તેણે યાદ કરયું કે, તેને હીંમત આપતા ન્યારા ભેદ માટે તેને કાંઇ એજ મકસદનું કહયું હતું. જાણે તે દયાલુ કંગાલને આ ઝલકતાં ભવિશની આગાહી થઇ હોએ ને તે સવાંણી બોલ્યો હોય એમજ હવે લાગતું હતું.

"જર, વ્હાલી જર, આએ બધું કેટલું અચબુચું ને અજબ જેવું થાએછ!" તે બોલ્યો; "મોહોતનો અમલ હાલમાં અહીં છે તે વખતે આપણે ખુશી થવું નારવા છે, તોબી ખુદા આપણી એ ખુશાલી આપણુને માંફ કરશે."

"ને વ્હાલા નાદર, હું પોતે તમારી કેટલી બધી અપ રાધી છેઉં!" જરે જવાબ કરયો. "તમે મને એટલી વેહલી માંફ કરી શકયા હોશો તે મારી અજાયબીજ જાંણે હજી ભાંગતી નથી!"

અને નાદર ત્યારે એના જવાબમાં તેને હેતથી ગોદમાં

ચાંપવા ગયો, પણ જર તુરત એકદમ પાછલ હઠી. "હમણાં નહીં, નાદર, હમણાં નહીં," તેણે મનાની આંગલી ઉંચી ધરતાં ને તેને અટકાવીને દુરજ રાખતાં કહયું; "આખર કરે પણ ભલો ભુંડો બી એ મારો ખાવંદ હજી હઇયાત છે, ને હાલ તો તે મારી મરજી ને પ્યારને, નહીં તો મારાં બદનનો એકજ હકદાર છે, વાસ્તે જો તેનાં પ્યારને નહીં તોબી મારી વફાને, વ્હાલા, હાલ તો હજી મને સાચ્ચી રેહવા દેઓ!"—અને નાદર એના જવાબમાં તરત અદબથી એકદમ પાછલ પડયો·

એ પછી તે બે પ્યારાંઓએ નજદીક એક કલાક તક આગલી પાછલી બધી વાતચીતો કરી. તેમને વાત કરવાનું કાંઇ થોડું હતું? કેવી રીતે તેનાં જેલમાં જવા પછી જસી તેણીનો હાથ મેલવી શકયો તે બધું જરે કહયું, ને નાદરે પોતાના દુખભરયા હાંદેસાનો હેવાલ બયાન કરયો કે જે સાંભળતાં જર ફોકેફોક રડી.

એમ કલાક કયાં ગબડી ગયો તે એ બેમાંથી એકે બી જાણ્યું નહીં. મોટા ડાકટરે તો દસ મિનીટની અવધ કહી હતી, પણ તે એ મીસાલે જાસ્તી રોકાયો હતો, કેમજે તાબરતોબનું તેને દરદીપર એક ઓપરેશન કરવું પડયું હતું!

એ એક નવો ને વળી તદન નહીં ધારેલો ગજબ થયો.

ગજબ એ થયો કે તે નાધલા ડાકટરો એક તાજુબી ભરી હદ સુધી થાપ ખાઇ ગયા હતા!! તે મોટા ડાકટરે દરદીને તપાસીને તેમની તમામ 'ડાએગનોસીસ' ખોટી ઠરાવી, ને દરદીનો જોખમ એકદમ હરી કાઢયો. તેણે કબુલ કીધું ને બાહાલ રાખ્યું કે જો એક ચોક્કસ ઓપરેશન તરત નહીં કરી નાંખવામાં

આવે તો દરદીને ઝેર ફેલાતું હતું તેના સબબે તે બીજાં આંઠેક કલાકમાં જરૂર મરી રેહતે, પણ તે ઓપરેશનનો તો એ ન્હાનાં ડાકટરોને ખ્યાલજ ન થયો હતો! એટલા માટે ઓપરેશન તુરતજ ને ત્યાં ને ત્યાંજ કરવામાં આવ્યું, ને પછીથી દરદીને દ્રેસ કરીને તે મોટો ડાકટર હસ્તે ચેહરે તે ઓરડામાંથી બાહેર પડયો ત્યારે તે બધા ડાકટરો એકમતે ને ખાત્રીપુર્વક થયા કે જસીને મરવાનો હવે કશોજ જોખમ હતો નહીં, ને તે જરૂર પાછો જલદીજ સાજો થઇ શકવાનો!!

અને એ "વધાઇ" ડા૦ મનચેરશાહ મોટા ડાકટરને વલાવીને પોતેજ જરને કેહવા હવે પાછો આવ્યો. તે તો ખુશ ખુશ થતો તે કેહવા આવ્યો હતો!

"તમો શું ધારોછ—હું શું ખબર લેઇ આયોછ?" તેણે રડતી જર આગળ આવી ઉભો રેહતાં હવે ગંભીર બની કહયું.

જરનો દમ થમ થઇ ગયો.

"કાંએ—ગુજરયા શું?" તેણીએ ગભરાતમાં પુછયું.

"અરે નહી રે, ખુશી થાઓ, ખુદાની બક્ષેસ થઇછ," તે ડાકટરે ખુશ મીજાજે હસી પડીને કહયું, અને પછી પોતાની ભુલ કબુલ કરી મોટા ડાકટરે જે કીધું હતું ને કહયું હતું તે સઘળું કહી સંભળાવ્યું—અને ત્યારે તે હદ વનાનો તાજુબ એમ થયો કે જર એ સાંભળતાં દેખીતા ગભરાતથી સાંભી એકદમ પાછી પડી—તેણીના ચેહેરાપર ખુશી, છુટકારા કે શુગરગુજારીની એક બી લાગણી નજરે આવી નહીં, અને તે અને તેની બાજુમાં ઉભેલો પેલો કેઇ ગ્રહસ્થ હદ વનાનો

ગભરાયલો ને ફીકકો પડી ગયલો દેખાયો !!

એ શું મનચેરશાહ ડાકટરે તાજુબીથી પોતાનાં મનને તરત પાછું ને પાછું પુછયું કે એ તે શું ?

## પ્રકરણ ૭ મું.

નાદર મોદીની એક અજબ જેવી કમનસીબ ફેજ માટે આપણે આગલ વાંચી ગયા. તે જયાં નોકરી હતો ત્યાંના શેઠની "ફૉરજરી" (ખોટી સહી) કરીને હજારો રૂપ્યાનો ઘોંટાળો કરવાનો એક નજીસ અપરાધ, કેવળ ખોટી રીતે, તેના સામે પુરવાર થવાથી તે ત્રણ વરસના જાલીમ કેદખાનાંમાં નાહક સબડયો, ને એ દારૂણ અવધ અસહ્ય હાય સોસારા વચ્ચે કરી રેહવા પછીજ તે પુનાની યારોડા જેલમાંથી રીહાઇ પાંમી બાહેર પડયો.

તે એ રવેસે એક નેહેસ્ત નાપાક સફેદ ઠગનાં કારસ્તાંનનો ભોગ થઇ પડયો તે પેહલાં પુરતો આબાદ અને અતી ઘણો સુખી હતો. તે લક્ષાધીસ સોહરાબજી દાવરની આફીસમાં એક ઇજજતદાર ઓહ્દાપર હતો, અને તે શેઠનોજ વિશ્વાસ અને પ્યાર માત્ર નહીં પણ તે શેઠની એક સકુમારી બેટી નામે જરબાંનુનો અખંડ પ્યાર પણ હાથ કરી લેવા જેવો ભાગ્યશાળી પુરવાર થયો હતો;—અને તે બધું હેરેમંદ તબેહના પેલા કરપીણ જસી રાણજીથી ખમાયું નહીં. તે આદમીના લેબાશમાં એક સેહેતાન્યત અવતાર માત્ર હતો ! તે આફીસમાં નાદરના હાથ નિચે હતો, ને તેણેજ એ કાળું ધોલું કરી નાદરને ગળે ફાંસી ઓળવી દેવાનો પાછળથી મજકુર તાગડો રચ્યો હતો. તેમ કીધાથી તે પોતે પોતાનાં એ માહા અઘોર પાપની સજાથી

આસાન બચી જતો હતો એટલુંજ નહીં, પણ નાદરની જગ્યા ને તેની ભવિશની મોહરદાર એ બંને પોતાને હાથ કરી લેવાનો તેને દોજખી લોભ થયો હતો—અને અફસોસ કે પોતાની એ બધી પાપભરી ગણત્રીઓમાં તે છેક સંપુર્ણ હદ સુધી ફાવ્યો અને ફતેહમંદ બન્યો હતો!

એ નાદરના કેદ પકડાવા પછી તેની અદરાયલી મોહરદાર જર જીવશેજ નહીં એમ સર્વ કોઇ માનતાં હતાં. તે એ જવાનને એટલાં ઉંડાં ને સાચાં વાહાલની ફીદાગીરીથી ચાહતી હતી કે છેક તેને સજા થઇ તે ઘડી સુધી તેને નિર્દોષજ માનવાને તે કેવળ બજીદ થઇ બેઠી હતી—અને એમ છતાં કમીના જસીએ પોતાની દોજખી જુઆંને એક વરસમાંજ તે મધુરીને માહાત કરી, અને નાદર તેનાં કીધાં કરતુકનોજ દંડ ભરતો હતો એવી તેની ખાત્રી કરી આપી એ માનીતું ગુલાબ અંતે તે પોતેજ જીતી ગયો!

પણ પછીથી શું થયું? નાદર જેલથી રીહાઇ પામવાના દિવસોની લગોલગજ લુચ્ચો જસી પોતે એતેફાક ભયભીત હદ સુધી બીમાર થયો, ને તે બીમારી જોતજોતામાં એટલી બધી વધી ગઇ કે ડાકટરોએ તેનાં જીવવાની આશા વટીક મેલી દીધી;—અને ત્યારે પોતાનાં મોટાં પાપના ભાર સમેત મરવાને તે કાયર કમીનો એટલો બધો બીહીધો કે તેણે નાદરને જેલમાંથી નિકળતાં સાથે પોતાની પડખે તેડી મંગાવ્યો, અને તેની જાબજા અજાયબી ને તેની પોતાની પરણેતર જરના હદ વનાના ધિક્કાર ને ગભરાત વચ્ચે તેણે તે બંને સમક્ષ તે બધો ખરો ખુલાસો કરી દીધો, કે જે સઘળું વીગતવારે આપણે આગલાં પ્રકરણમાં વાંચ્યું છે.

જરની તો તે એકરાર સાંભળતાં જાણે છાતીજ ફાટી ગઇ! તે તો નાદરને છેલ્લે અંતે ખરેખરો દોષીત માનીનેજ આ અકરમી ને અધરમીને પરણી હતી—અને અરે, શું તેણે ફુલને ઠોકડે મારીને ખારનેજ ગળે લગાડયો હતો? તેણીના પસ્તાવાની અને નાદર માટે દીલમાં પાછા ઉભાઇ આવેલાં પ્યારની હદજ ન રહી શકી!

કેવી તાજેશને કેવી તોબા સાથે ચંડાળ જસીએ પોતાનાં ભયંકર પાપનો તમામ એકરાર તે બે વાહલાંઓ સન્મુખ કરયો તે બયાંન કરીને આગલ અમોએ લખ્યું છે. તેણે વળી એ એકરારજ માત્ર કરયો નહીં. મરવા પેહલાં સઘળુંજ સીધું કરી નાંખવાનો તેને એકદમ ને અચમુચ ઉભરો થઇ આવ્યો હતો માટે તેણે જર ને નાદરના હાથ મેળવી તેનાં મુવા કેડે પરણીને એક થવાના તેમને કસમ વટીક આપ્યા. તેણે બધુંજ પાકકું કરયું. તેનાં મુવા બાદ નાદર તેના અપરાધની જે વાત જાહેર કરે તે લોકનાં માન્યામાં આવે માટે પોતાનાં તમામ પાપની સવિસ્તાર હકીકત તેણે પોતાના હાથદસ્કતે લખીને, સીલ કરેલી, ત્રીજોરીમાં તઇયાર મેલી રાખી હતી તે વટીક તેઓને કહ્યું ને ખાત્રી આપી!

પણ પછી મામલો વળી નહીં ધારેલો પાછો ઉલટાઇ ગયો! તે મરતા આદમીએ તે સઘળો ભયંકર ભેદ જાહેર કરી દઇને પોતાની છાતી ખલાસી આપી, અને તેનાં મુવા બાદ તે બેઉ અસલ પ્યારાંઓ પરણીને પાછાં એક થાએ તે બાબેના તેમને અરસપરસ કસમ આપ્યા તેજ દરમ્યાંનમાં ડા૦ મનચેરશાહ મોટા ડાકટર ફ્રેઝર સાથ ત્યાં આવી લાગ્યો, અને તે બે પ્યારાંઓ ત્યારે દરદીના ઓરડામાંથી બાહેર ગયાં, અને બાજુમાંના

એક ઓરડામાં એકાદ કલાક એકલાં પડયાં.

તેઓએ તે એક કલાક સુખી ભવિશની ઉમીદમાં તે એકાંતમાં વાતચીત કરયા કીધી. જમશેદ બચવાનોજ નથી એ તેમને ખાત્રી મળેલી હતી માટે તે બિચારાના હક થવાથી ખરાં હકદારો પાછાં એકઠાં મળવાનાં છે, ને શીહા ગઇગુજરી બધી પાછી ભુલાઇ જવાની છે તે સધ્યારામાં તેઓ જાગજા હીંમત પામ્યાં; અને તેટલાં નજદીક એક કલાકે તે દરદીના ઓરડામાંથી તે બંને ડાકટરો હસ્તે ચેહેરે પાછા ફરયા, કે જયારે ડા૦ મનચેરશાહ ડા૦ ફ્રેઝરને વળાવીને જર આગળ "વધાઇ" કેહવા આવ્યો કે તે મોટા ડાકટરની આમદ અતી ઘણી મુબારક પુરવાર થઇ હતી. તેણે એક સવેળાનું "ઓપરેશન" કરી નાંખવાથી દરદીનાં બદનમાં ઝેર ફેલાતું એકદમ અટકી ગયું હતું, ને હવે જસીને મરવાનો કશોજ જોખમ હતો નહીં !!

મગર જર અને જસીનો તો એ "વધાઇ" સાંભળતાં જાંણે જીવજ નીકળી ગયો ! નહીં કે તેઓએ જસીનું મોહોત માંગ્યું હતું, પણ તે સરબસર મરવા સુતો પછી તેણે જે એકરાર કીધો તેથી આ બે પ્યારાંઓનાં પવિત્ર મનસનીથી દીલ પાછાં એક થઇ ચુકયાં હતાં, તો હવે તેમનું શું થશે? જર જસી જેવા એક હેરેમંદને પાછાંણ્યાં પછી તેની ભરથાર ગીરીમાં જીવીજ કેમ શકે?

ડા૦ મનચેરશાહ હદ વનાનો તાજુબ થયો. તે જે "વધાઇ" કેહવા આવ્યો તેથી જર હરખાવા ને રાજી થવાને બદલે સાંમી એટલી ફીકકી કેમ પડી? તે એટલી વધારે જાસ્તી દુખી બનેલી કેમ નજરે આવી? પેલો તેની ઓરદુમાં

ઉભેલો ગ્રહસ્થ (નાદર) પણ કેમ એટલો ઉદાસ થયો ને ઉશ્કેરાયો? એ બધો ભેદ શો હતો?

"મને લાગેછ કે એકદમ આએ વધાઇ તમને કેહી દેવાથી તેનાં સુખના સબબે મેં તમને તદન આજેજ કરી મેલ્યાંછ," તે ડાકટરે પોતાની તિક્ષણ આંખ્યો સવાલ કરતી રૂપે અને સોહોધખોળમાં ફરતી રેહતી ફીસમે તે અબળાપર તેમજ નાદર પર ટીકેલી રાખીને કહયું; "માંફ કરજો. હું ધારૂંછ કે મેં ઘણી ભુલ કીધી."

"નહીંજી, કંઇ નહીં, ડાકટર," જરે હવે કાંઇ બી બોલવુંજ જોઇએ એ મામલો જોઇ ધીમે રહાદે અને દેખીતી જેહમતથી કહયું. "હું એ સાંભળીને—એ સાંભળીને ઘણી ધીરજ પાંમી."

"ત્યારે હવે હું રૂખસદ લેવશ, જરબાંનુ,"—હયાં પોતાનું 'પોઝીશન' એકદમ હદ વનાનું નાજુક થઇ પડેલું જોઇ નાદર ઝટ આગળ પડયો,—અને તેનો અવાજ જાડો-ઘાડો અને ખોખરો સંભળાતો હતો, જે ભિત્તરે તેને થતી અનેક અસહ્ય લાગણીઓનું એક ઉઘાડું માપ હતું!—"ત્યારે હવે હું રૂખસદ લેવશ," તેણે મોટે રહાદે પાછું કહયું. "જસીને મારી સલાંમ કેહજો. કેહજો કે આએ અચબુચ ફરી ગયલા મામલાથી હું પોતે અતી ઘણો—અતી ઘણો ખુશી થયો. હું ચાર પાંચ દાહરા રહીને પાછો ખબર લેવા આવશ."

"ઓ નહીં, ઓ નહીં, જરા થોઓ," જરે ઓજરખ્વાહી થી માંગી લીધું,—અને તે જમાનેખાધેલ ડાક્ટર તેણીના અવાજની આ હદ વનાની કાકલુદીથી પણ કાંઇ ઓછો હેરત રહયો નહીં—કેમજે એ માંગી લેતાં દરમ્યાંન જર ગોયા તે

ડાકટરની હાજરી બલ્કે પોતે પોતાનેજ ભુલી ગઇ હતી!!—"જરા થોભો, નાદર; મારે તમારી સાથે જરૂરની એક વાત ખાનગીમાં કરી લેવાની છે. હું તમને ઘણા રોકવાની નથી."—પછી વળી ડાકટર તરફ ફરીને તેણીએ વધાર્યું, "તમો સધાવો, ડાકટર, હું તમારો ઘણો ઉપકાર માનું છું. હું હમણાં એવણના ઓરડામાં જવશ"

"હા; ત્યાં હજી નર્સ અને ડા૦ ફરનેનડીઝ છે, એટલે હવે હાલમાં મારૂં કંઇ કામ નથી," તે ડાકટરે આ બધો મામલો તેને મુતલગ નહીં ગમતો હોય તે કીસમે કાંઇક કરાજી વચ્ચેથી કહયું. "હાલમાં એવણને ઝાઝું "ડીસટર્બ" કરતાં ના—સુવાજ દેજો; ને લે ચાલો સાહેબજી."—અને એમ કહી તે બંનેને કાંઇ અજબ જેવી રવેસે સલાંમ કરતો તે તબીબ તેમને તે રૂમમાં પાછાં એકલાં છોડી ચાલતો થયો.

તેઓ બંને તે પછી ત્યાં પાછાં એકલાં પડયાં.

"ઓ નાદર, ઓ નાદર, હવે આપરે શું કરયે?" તે ડાકટરની પુઠે ઓરડાનું બારણું બંધ થતાં સાથે જરે મોટા ગભરાટમાં રડી દેતાં કહ્યું. તેણીનો ચેહેરો મોહોત જેવો ફીકકો મારી ગયો હતો, ને તે તુફાનુમાં હીલતાં એક ઝાડ પેરે લાગણીઓની મારી થરથર ધ્રુજતી હતી!

નાદર પોતે ઓછો ઉસ્કેરાયલો ન હતો. તે ખુદાના આ અજબ જેવા ઇનસાફ (ગેરઇનસાફ?) થી હેરત થઇ ગયો હતો. ત્રણ વરસ તક એક હેરેમંદનાં પાપનો નેહેરત બોજ પોતાને શીર નાહકમાં ઉઠાવી તે બંદીખાને સબડયો, અને ત્યારકેડે સુખનો છલાછલ ભરેલો એક પ્યાલો છેક તેને મુખે માંડેલો છેલ્લામા છેલ્લી ઘડીએ અચાટ મારી ફૂર સરજતે

ઘોળી નાંખ્યો હતો એ શું કાંઇ જેવો તેવો સીતમ હતો? ઓ, તેને એ પેહલી હરોળમાં લાગ્યું કે તેણે એકદમ તે માહબુબને ગોદમાં ઉપાડી, આખી દુન્યાને "ડીફાઇ" કરી, ચાલ્યો જવું એમાં દોષ એકબી નથી; પણ નહીં તે એક શુધ્ધો સદગ્રહસ્થ હતો; રગેરગ ને નસેનસ તે ઇજ્જતદાર અને પ્રમાણીક હતો, અને તેને લાગ્યું કે જેટલું નિર્દોશ જરની નિષ્કલંક ને પાક પ્રતિષ્ઠાને ખાતર તેટલુંજ વળી તેની પોતાની પવિત્ર હોરમત માટે પણ એવા એક બી ગલીચ ખ્યાલથી તેણે એકદમ બાઝ આવવુંજ સજાવાર હતું!

"વ્હાલી વિજળીના વેગે, તેથી, એકજ પગમાં એ બધા વિચારો મનસે કરી લઇ તેણે હવે તમામ હડબડી ગયલી જરના સવાલના જવાબમાં તેને હીમત આપવાની પોતાની પાક ફરજ પીછાંણી કહ્યું, "વ્હાલી, હવે તો હીંમત ધર ને જે થાએ તે જોયા કર. એમાં બી ખુદાનો કંઇ ભેદજ હોશે. સરજતને આધીન થયા વગર આપરે બાકી આદમો શું કરી શકનાર હતાં?

"હા, પણ હવે હું એવણ સાથ એક છાપરાં હેઠળ રહીજ કેમ શકશ? એવણનું આએ બધું ભયંકાર તરકટ ને દોજખી હેરેમંદી જાણ્યા પછી હું એક ભરથાર તરીકે એના તાબામાં જીવીજ કેમ શકશ?"

"ખોદા તુંને તે માટે હીંમત, બુધ્ધી ને યારી આપશે," નાદરે નાચારીના નીશોસાથી કહયું; "હવે ખરેખર તો આપરા બેઉનાં કરતાં એની પોતાની હાલત હજારો દરજ્જે વધારે કફોડી થઇ પડવાની છે, એ જયાં તક જીવેછ ત્યાં તક તું વ્હાલીને માઠું નહીં લાગવા દેવા ખાતર નથી હું

મારૂં નિર્દોશપણું જગને જાહીર કરી શકવાનો—હું કરૂં ને એ મને જુડો પાડે તો કોઇ માને બી નહીં—અને આપરે બેઉ એની બધી વાતથી માહીત થઇ ચુકયાંછ એટલે તે ખ્યાલના ભાર સાથ નથી એ ત્હારી સાથ હવે પછી કશા બી બેખલાસ વચ્ચે પોતેજ રહી શકવાનો! તું એને, એમ છતાં, મારે નામે દીલાસો ને હીંમત આપજે. તું એને કેહજે કે એણે જાહીર કરેલો ભેદ હું પોતે તો મારી છાતીમાંજ છુપાવી ફરશ, ને એને કશી રીતે તે બાબે હેરાન કરવાનો કે હેરાન થવા દેવાનો નથી."

"અને તમો હવે પાછા આવશોજ નહીં?"

"હું અવારનવાર આવશ,' તેણે તે રડતી બાળાનું માંથુ હેતથી પસવારીને કહયું. "હવે આવવા ને મળવામાં આપરે વાસ્તે જોખમ ઘણો છે તે તું પાકજાદ વ્હાલી કેમ જોઇ શકતી નથી? લોક ત્હારે વાસ્તે એકદમ ગલીચ ગુલબાંન લેઇ ન્હાસશે—અને વધારે તો એ કે એણે પોતેજ આપણુને એક થવાના બજીદાઇથી કસમ આપેલા હોવાના સબબે એ પોતેજ હવે આપરે વાસ્તે ઘણોજ બીહીઘેલો ધુજેલો ને વેહેમાયલો થઇ રહેશે! એમ છતાં, હું પાંચ સાત દિવસ પછી એક ફેરો એની ખબર લેવાને મસે અને મારી પોતાની તરફથી મારે પોતાને નામે એને હીંમત આપવા થકી જરૂર અત્રે આવી જવશ."

"હું તમોને હવે ભુલી જઇ શકવાની નથી," તેણીએ રડતાં કહ્યું. "લોક મારે વાસ્તે ગમે તે બોલે ને ગમે તે ધારે, પણ મારા નાદર, મેં તમોને દેખીતી આંખે આંધળી થઇને કરેલા આએ ગંભીર ગેરઇનસાફ માટે હું મરશ ત્યાં વેર પોતાને કદી માંફ કરી શકવાની નથી. ઓ. હું કેમ એટલી

બધી આંધળી બેહરી સુની બની ગેઇ જે એનું કહેલું બધું મેં ખરૂંજ માન્યું? નાદર તમે આવ્યા કરજો. તમો આવશો તોજ એની સાથ મારી હીંમત ટકી રેહશે. અરે હજીબી તમે એને બચાવા માંગોછ તે કેવી ભલાઇ? કેવી ફીરેસ્તાઇ નેકી? ઓ નાદર! નાદર!"

મગર આ જાતના તે મધુરીના કકલાતથી નાદરની પોતાની આંખો બી આંસુથી ભરાઇ ગઇ, અને તેણે જોયું કે હવે વધુ વાર તેણીનાં દીલની આટલી બધી ઉશ્કેરણીઓ વચ્ચે ત્યાં થોબવાનું બીલકુલ નામુનાસેબ હતું. એટલા માટે તેણીના તાપથી ખખડતાં કપાળ ઉપર તેણે પાક પ્યારની એક ઉલટમંદ ચુંમી લઇ લીધી, અને પછી જુલમથી તેનાથી અલગ થઇ, પોતાની પાઘડી ને લાકડી પાસેની ટીપોય ઉપરથી ઉપાડી લઇ, ઉતાવળમાં તે એ ઓરડામાંથી બાહેર નિકરી ગયો.

## પ્રકરણ ૮ સું.

તેણે ખરી દાનાઇથીજ કામ લીધું. એવા સંજોગોમાં તેના જેવા એક ઉદાર ગ્રહસ્થે જે કીસમે કામ લેવું ઘટે તે રવેસે ને તે તોરથીજ કામ લેવાનું તેણે શાણપત દાખવ્યું.

જરને તો તે પેહલી ઉશ્કેરણીમાં લાગ્યું કે તેણીએ દુખની એક ચીસ સમેત તેની પાછળ દોડવું ને પાછી તેને ગલે લાગવું; પણ એક અસાધારણ જેહેમતથી તેણીએ પણ પછીથી તરત પોતાના દીલને કાબુમાં લીધું, અને થોડોકવાર ત્યાંજ થોભી તેણીએ પોતાનાં મનનું સમાધાન કરવા માંડયું.

તે, એમ છતાં, એકલી રડતી ત્યાં એક કલાક તક બેસી રહી. નાદરને તે એક વાર તનોમન વરી ચુકી હતી—તે તેનીજ

હકદાર હતી, અને આજે બી તે તેની તમામ નિર્દોશતા જાંણવા પછી બાતેનમાં તો તેનેજ ચાહતી હતી; અને ત્યારે શું તે માટે આ દોરંગી દુન્યા તે નેકબખ્ત અબળાને અપરાધી જાહેર કરવા તઇયાર થશે ?

તે આચાવિચારમાં નહીં તો વર્તણુમાં હજીએ બીલકુલ શુદ્ધ હતી, અને શુદ્ધજ રેહવાનો પવિત્ર કસ્દ કરતી હતી. તે તેજ તોરની ખરી પેહેલવાન અબળા હતી. તેજ તો તેની નેકનામી હતી!—એટલુંજ કે જસી જેવા એક દોજખીને તે તેનો ભરથાર છતાં હવે મુતલગ ચાહી શકવાની ન હતી એમ તેણીને પકકે પાયે લાગ્યું.

બીજા હાથપર નાદર ઘણુંજ દર્દમંદ દીલે તેનાથી છુટો પડયો, ને નિચે ઉતરીને ઉતાવળે કદમે ઘરમાંથી બાહેર પડવા ગયો—તેટલાં કોઇએ પછવાડેથી તેનાં ખભાંપર નરમાસ સાથે હાથ મેલ્યો, ને પાછું ફરી જોતાં તે પેલો ડાકટર ફરનેનડીસ માલમ પડયો. તે ગોટલો જોતાં સાથે કચવાટ પેદા કરે તે કીસમનો કોઇ દેખીતો કમીનો હતો, ને ડા૦ મનચેરશાહને તે દરદીની પાસઆની સારૂ–સસનો ને રીગનપોરની જાત્રા–એથી બેહેતર માંખમાર બીજો કોઇ મળનેજ નહીં એમ તુરત અકકલમાં બેસતું આવતું હતું. તે હાલમાં નાદર ને શું કહેવા માંગતો હતો ?

“આપ કીયે રસ્તે જશો ? મને બી જરા ઘેર ફેરો મારી આવવાનો છે,” તે મોહકાંણવાએ કહ્યું;—અને તેની હીલચાલ બધી ચાપલુસીખોરી ને સદા બીલકુલ મોહતાજમંદ તેટલીજ ખુસામદખોરી એક લેહેજામાં જણાઇ આવતી હતી.

નાદર થોભી ગયો.

"હું કીએ રસ્તે જવશ તે હું પોતેજ નથી જાંણુતો," તેણે કાંઇક કરાજીથી જવાબ કરયો—ને ખરેખર હતું બી તેમજ, કેમજે ટ્રેનપરથી ઉતરેલો તેતો પાધરો આણીમેર ચાલ્યો આવ્યો હતો એટલે હવે તેણે કયાં જવું ને કેમ રેહવું તેનો હજી એ પળ સુધી તેણે પોતે ખ્યાલ વટીક કરયો ન હતો! તેને એ બધા ખ્યાલો કરવાને ફુરસદજ કયારે થઇ હતી?

પણ તે ગોટલું કાંઇ ખરયો નહીં.

"હું ધારતોતોજ; એમજ હોવું જોઇએ," તેણે ફ્જેત જેવું હસીને ચાંઇ પડેલા ચેહેરાએ જવાબ કરયો;—અને નાદર તેની ખરવાની વાટ જોતો થોભ્યો તો હવે તે પોતે બી નફ્ટાઇથી થોભ્યો!

"તમોને તો મોટા ડાકટરે દરદી આગળ રેહવાની તાકીદ કરીછ કેની?" નાદરે જરાવારે પુછયું.

"હા, પણ જરા મને ઘેર ફેરો મારી આવવોછ." તે ગોટલાંએ જવાબ કરયો. "દરદી તો સારી પેઠે છે, ને નર્સ હાલમાં તેવણુની પાસે છે!"—વળી જરા થોભીને; "અમે બેઉ ડાકટરો કેવી અજબજેવી થાપ ખાઇ ગીયા, હં?"—અને તે મોટે રહાદે હસ્યો; "હું તો સમજીજ નથી શકતો કે એ બધું કેમ બન્યું. અમારી ગણત્રી મુજબ ત્યારે તો એ બિચારો યમપુરી પુગી બી ગીયો હોતે!—પણ સરજત કરે તે કોઇ નહીં કરે. ડાકટર ફ્રેઝર ઘણોજ કટોકટ વખતે આવી ગીયો—નહીં?"

"હા."

"તમે બી એ બિચારો બચ્યો ને સારો થયો તેથી ઘણા ખુશી તો થયાજ હોશો—નહીં?"

"હા."

"તમે કંઇ સગા થતા હોશો?"

"નહીં."

"ત્યારે?"

"ફકત એક દોસ્ત."

"ઓ, હં, હા, હું સમજ્યો," તે ગેપાંઉએ કહ્યું;—અને, ટુંકમાં, નાદરને તેની આ ખણખોદખોરી વલાંણ જરા થઇને ગમી નહીં. તે, તેથી તો એ પીડાને પટાવવા "હા" ને "નહીં" ના ટુંકા ને ટચ જવાબો આપતો રહયો હતો, પણ તે લુચ્છો જાંણે કાંઇ જર સાથના તેના સંબંધનું પોલાંણ વધતોઓછો પાંમીજ ગયો હોએ, ને તેથી તેને ઉલટપાલટ સવાલોથી તપાસીને કાંઇ અંકે કરાવાજ ચાહતો હોએ તેમ જાંણે તેની વાટ જોતો આબાદ રસ્તો ઘેરી ઉભો હતો, ને નાદર ખુલ્લી રીતે બેઅદબ થયા વના તેને ખેરવી શકયો નહીં.

"હવે ત્યારે તમો ક્યાં જશો?"

"મારૂં કંઇ નકકી નથી."

"પણ તમો સાહેબ કેથે રેહેતા હોશો કેની? તમારૂં રેહવાનું કાંહાં?"

"હું તો બાહેરગામથી આજેજ મુંબાઇ આવેલો છેઉં," નાદરને ખુલાસામાં કેહવાની ફરજ થઇ પડી, "અને તેથી અત્રે મુંબાઇમાં ઉતારાની મેં હજી કશી ગોઠવણ કરેલી નથી."

"ઓ, ત્યારે તો હું તમોને તમારા બરની એક ઉતારાની ઘણી અચ્છી જગ્યા બતાવી શકશ. પારસી લેડી છે. મારૂં ઘરાક છે—ઘણાં ભલાં વર બઇયર છે, ને ગરીબ હોવાથી લોકોના ઉતારા માટે અલાહેદા ઓરડાઓની પોતે રહેછ તે ઘેરમાં ખાસ

ગોઠવણ રાખેલી છે. અહીંથી કંઇ ઘણું દુર નથી. તમોને તમારાં આએ દોસ્તોની લગોલગજ રેહેવા વધારે ગમશે, નહીં?"

નાદર ઘચુપચુ થયો. તેને અત્રે એટલાંમાંજ ક્યે રેહવા ને થોભવાની આ તક મલી જતી હતી તે હાથ કરી લેવા તે બેશક ઘણો ખુશી હતો, મગર આ ખણુંખોદયા મકાઇખુઠાનાં એમ હેસાંનમાં જવાનું તેને ઝાઝુ ગમતું ન હતું.

"તમારી મેહેરબાંની થઇ," તેણે એમ છતાં જરા વિચાર કરી લઇને કહ્યું; "મને એદરેસ આપો એટલે હું પોતેજ તે જગ્યા સોહધી કાહરી ત્યાં જઇ શકશ. તમારે તસ્દી લેવા જેવી કશી જરૂર નથી."

"ઓહ, એમાં તસ્દી જેવું છેજ શું," તે ગોટલાંએ બજીદાઇથી કહ્યું "ચાલો, હુંજ તમોને તાહાં લઇ જાઉં."

અને આ બધી વાતચીત તેઓ જસીના બંગલાના ઉંપર માંજ ઉભા રહીને હજી કરતા હતા. નાદર આ સેહેલથી મળી જતી સગવડપર અમલ કરવા અંતે મન કરી શક્યો હતો, ને તે એ માખમાર સાથ જવા તઇયાર થયો, તેવામાં એક દમામદાર રવેસે સજ્જ થયલો કોઇ પારસી જવાન્યો, ઘણાજ ભપકામાં, એક ફાંકડી વિકટોરયામાંથી ત્યાં આવી ઉતરયો, તે ઘણો ઘેરીતો બારીતો હોય તેમ ધબર ધબર તે બંગલાના દાદર પર બિનદેહંગ્ત ચહડી ગયો.

તે એસ્કો ટંટ હતો—એવો કે જેમાં પોશાકનું જબરૂં છબ્બર ખુંન કરેલું એક તડાકે જોઇ લેવાતું હતું! તેનો દેખાવજ કોઇને બી ગમે નહીં તેવો હતો. કાસમેટીકનાં લેપડાથી બાલ કપાળ સાથ ચીટકાવીને તે સુંદર દેખાવના પછાડા મારતો નજરે આવતો હતો, ને હતો બી ભરજવાન; મગર દેખીતો કોઇ

દારૂડીઓ, જુગારી ને કુંજંદી હતો. કાંઇ થોડોઘણો હરાંમનો કે આઇતો દલ્લો હાથ આવી ગયો હોય, ને તેથી એકદમ મારતેગિયાં થઇ નિકળી લાલ વાવટો મેલી દીધો હોએ એવોજ બધો દમ પર શુમાર એક નજરે જોવામાં આવતો હતો.

તે તેઓ પાસથી ભપકામાં પસાર થતાં ડા૦ ફરનેનડીઝ તરફ જોઇને ઘણા દમામથી હસ્યો, ને મુરબીગીરીનું ડોકું કીધું, જેનો તે ગેપાંઉએ ઘણીજ સભ્યતાથી વાંકો વળી વળીને સલામ કરી જવાબ કરયો.

"એ કોણ છે?" નાદરે કાંઇક સુગાંત્રી રવેસે નરકોરૂં ચઢાવી પુછ્યું.

"સારો માણુસ છે; મોટો માણુસ છે," તે પઇસાના પુંજારી તમીએ પોતાની મોહતાજમંદીને જવાબ કરનારો તાબરતોબ જવાબ કરયો; "જમશેદજી શેઠનો ઘણો અતલગનો ને જીવેજાંન દોસ્તદાર છે."

"નામ શું?"

"ધનજી શરાફ."

"એ અહીં ઘણો આવતો જતો છે શું?"

"મી૦ જમશેદજી બીમાર થવાની થોડુંક આગમચનો અહીં આવેછ તે મને ખબર છે."—અને કાને લાગીને વધારયું—"એનો બધો ડોળો મીસીસ જમશેદમાં ખોબાયલો હોએ એમ હું તો ધારૂંછ."

નાદર ગુસ્સાથી લાલ ભુંડ જેવો થયલો એકદમ તેની તરફ ફરયો. તે કરકટી જેવા કરાકરી બિરદોટ ફરંગાને આ પાપી અને તે પાક માહબુબને અપજશ આપનારા ગલીચ એસારા થકી એક ફટકે જમીન પર પટકવા તેનો હાથ વટીક

અરધો ઉંચે ઉચકાયો!

"હું માફ માંગુછ," તે ફરંગાએ તે મામલો જોતાં થથરી જઇને તરત ફેરવી તોલ્યું; "મારૂં કેહવાનું કે એ આસાગી એ બાનુંની ખુબસુરતીથી છક થયલો છે, પણ તે તેને કશોજ મચક આપતી નથી. તે તો—"

મગર એવામાં તો ધનજી, ઉપરથી નખાવીજ દેતો હોય તેમ, પાછો ધર ધર નિચે ઉતરી આવ્યો, ને ઘણી ગુસ્સાભેર અદાથી તેઓ ઉભા હતા ત્યાંથી પાસ થઇ ગયો. દેખીતુંજ હતું કે જસીની મોટી બીમારીનો લાભ લઇ અત્રે આવીને હાલમાં જરને એકાંતમાં મલવા માંગ્યું હોએ, ને તેણીએ સાફ ના કહી મોકલવાથી આમ ઝાડુ ખાધેલો તે બલી જલીને ગુસ્સામાં તે ઘરમાંથી પાછો નાઉમેદ બાહેર ચાલતો થયો હોએ.

હવે તેઓ બી, તેથી, તે ઘર છોડીને આગળ વધ્યા, ને બંને ચુપકીમાં સાથે ચાલવા લાગ્યા. ડા૦ માંખમારને લાગતું હતું કે તેણે ખરેખર કાચું કાપ્યું હતું. આએ કોઇ જવાંન દેખીતી રીતે પેલી પોરી સાથ પાંઉમાંખણ હતો, વાસ્તે તેને માઠું લાગે તેમ તેની આગળ તેણીને વિશે બોલવાથી તે હમણાં જરા વધારે બિગડયો હતે તો તેને પોતાને કેસરી જમ્યા વના છુટકો ન થતે!! બીજા હાથપર નાદર પણ મનથી પસ્તાતો હતો. તેણે જોયું કે આ ખણખોદયો જર સાથ તેને શું ને કેવો સંબંધ છે તેનાં પાણી માપવા પડયો હતો, તેવામાં જરને માટે એટલી હદ સુધી લાગણી બતાવી દેવામાં ખરેખર તેણે ગંભીર ભુલ ને અતેરૂં કરયું હતું! એ રીતે તે બંને પોત-પોતાને બરનાં વમાસણોમાં પડેલા ગુપચુપ ચાલતા હતા, ને તેવામાં જરા વારે જે ઘર (ખાનગી હોટેલ)ની એ ડા૦ ફરનાનડીસે

નાદરને ભલાંમણુ કરી હતી તે મુકાંમપર તેઓ આવી થોભ્યા.

તે એક ઘણીજ ગરીબ ઢપે તઇયાર કરેલું તોબી પુરતું સુઘડ મકાંન હતું, ને મી૰ ને મીસીસ ડોસાભાઇને નામે ઓળખાતાં તે જોડાંએ તેઓ રહેતાં હતાં તેની બાજુમાંનો એક ઓરડો જે નાદરને બતાવ્યો તે તેને વધારેકરીને એટલાવાસ્તે ગમ્યો કે તે બાજુમાંની એક નાઘલી વાડીમાં ખુલતો હતો, ને હવા ઉજાસનો મોકળાસ તેમાં જોઇતો ને પુરતો હતો. અલબત, ફરનીચર સઘળું અસલ વારેનું ને હાલહવાલ હતું, મગર પુરતું ને મતલબસરતું હતું એટલે તે બી તેણે ગનીમત માન્યું. ટુંકમાં, હાલ તો આ તદન નહીં ધારેલી સગવડ મળી જતાં તે કાંઇ બી નકકી સેવટપર આવી શકે તેટલાં તેને જરની લગોલગમાં—એટલામાંજ—રેહવાનું બની શકયું તે તેને ઘણુંજ ગમ્યું.

તેણે, તેથી, ડા૰ માંખમારનો મોટો ઉપકાર માન્યો.

"ઓ ડોન્ટ મૅનશન," ડાકટરે હસીને કહ્યું; "ઓર હું તમારી એટલી ખીદમત કરી શકયો તે મને ઘણું ગમ્યું. તમે પરદેશી બિચારા, અહીં એકલા શું કરતે ને કાંહાં જતે? બાઇ-ધી-બાઇ, તમે કિયે ગામથી આયા?"

"પુનાથી."

"ત્હાં શું કરતાથા? કંઇ નોકરી પર ગીએલા કે?"

"નહીં, હું તાંહાં કંઇ જરૂરી સબબનેસર રહેલો હતો," નાદરે માથાંની ટાલકી સુધી લાલ થતાં કહ્યું, ને તેને વધારે વાત કરવાના હયુમરમાં હાલમાં નહીં જોઇને હાલ તો એટલીજ પરપુછથી સંતોશ માનતો તે ડાકટર તેને સાહેબસલાંમ કરી ત્યાંથી ચાલતો થયો.

## પ્રકરણ ૯ મું.

નાદરે તે કમીના આદમીને જતો રેહતો સંતોશના એક છુટકારા સમેત જોયો. તેની વર્તણુકમાં કાંઇ એવું હતું કે જે તેને મુતલગ ગમતુંજ ન હતું. જાંણે તે હદબાહેરની ખુશામદથા નાદરનું સારૂં મત જીતવા, અને તે રીતે તેનાં પેટપાસાંમાં ભરાઇને તેનો કોઇ ભેદ પકડવા ચગોર થઇ રહયો હોય એવોજ તેના અતી ઘણા ખણુખોદયા હાલથી નાદરે સારાંશ ઉપજાવ્યો, ને તેથી તે એક હાથપર જેમ પોતે પોતાની સંભાળમાં રહગો તેમજ, વળી બીજા હાથ પર, તેના ઉપર તેને તે માટે બની શકે તો બેવડો તિરસ્કાર ઉપજયો.

એમ છતાં, બાજે વખ્ત માઠાંથી બી સારૂંજ થાએ છે તેનો આ એક મોજુદ પુરાવો હતો. તે જો નાદરને નહીં મલ્યો હોત તો નાદર તેનાં મનની છેલ્લી અનેક દીલ જખમાવનારી ઉસ્કેરણીઓ વચ્ચે કયાં જતે ને શું કરતે તે કશુંજ કહી શકાતું નથી. ખરેખર તો નાદર સુંદર જરની હાજરીમાંથી હઇયાંસુનો ને બેબાખરા જેવો બાહેર પડયો, ને નિચલા ઊંબર ઉપર ઉતરયો કે જયાં એ લુચ્છો ડા૦ ફ્રરનેનડીસ તેને મલ્યો ત્યાં સુધી તો તે પોતે કયાં જતો હતો તે પોતે પણ જાંણુતો ન હતો. તેને તે બાએ તે ઘડી સુધી એક બી વિચાર વટીક થયો ન હતો! એટલામાટે તે તબીબ જોડેની તેની આ મુલાકાતનો ભેદ અથવા પરીણામ ગમે તે બી હોએ ને થાએ, તોપણ હાલમાં તો તેનાં મળી જવાથી એ વ્હાલા જવાંનને ઘણી સગવડ થઇ ગઇ એ તો ખરૂં. તેને જર અને જસીની લગોલગ રેહવાનું ઘણુંજ ગમતું થઇ પડયું, અને જો એ ગોટલો તેને નહીં મળી ગયો હોત તો એટલાંમાંજ કેથે થર

પડી જવાના આવા એક જોગની તેને ખબર પડતે, અથવા ખ્યાલ બી થઇ શકતે એ માનવુંજ બેજા હતું !

મગર તે ડાકટરનાં જવા પછી નાદર તેના ગમખ્વાર વિચારો સાથે તેને સપુર્દ થએલા એક ઓરડાનાં એકાંતમાં પાછો જયારે એકલો પડયો ત્યારે તેની સ્થિતી પાછી અતી ઘણી શોકજનક અને કંગાળ થઇ પડી. તે કેદથી રીહાઇ પાંમ્યો હતો, પણ નામોશીની કાળી ટીલી તેને કપાળે સદાની ચોંટેલી હતી, કે જે ધોઇ કાઢવાની ખુદાએ તેને આપેલી તક વટીક તેના હાથમાંથી એક ઘાતકી અછાત સમેત છેક છેલ્લી ઘડીએ પાછી ખુંચી લેવામાં આવી હતી, કે જેનું તેને દારૂણ દુખ થતું રહયું હતું. તેનાં દુખનાં શીહા વાદળાંઓ વચ્ચેથી રોશન ખુરશીદ તેના પર ખુશીમાં ચમકતો ને બાહેર ડોકાવતો થોડોક વાર નજરે આવ્યો હતો ખરો, મગર તે પછી તે પાછો વાદળાઓમાં છુપી ગયો હતો, અને તે શીહા વાદળાઓ વધારે ગંભીર અને કરડાં ચઢી આવીને બને તો બેવડાં ઘમઘોર અને અંધકાર પેદા કરનારાં બની ગયાં હતાં !

તે હાટેલકીપર અને તેની બઇરી વટીક રહેજ અજબ થયાં હતાં, ને તે તેણે નોટીસ કરયું હતું. તે હાથે ને પગે તેમનાં હોટેલમાં ઉતરવા આવ્યો, ને સાથે અસબાબમાં એક ડગલો પણ નહીં હતો તેથી તે વરઍયર તાજુબ થયાં હતાં, અને તે તાજુબી તેઓએ તેને કહી સંભળાવી ત્યારે નાદર ગમે એટલી નિર્દોશતા છતાં ચોંકયા વના રહી શકયો નહીં. એમ છતાં તેણે તુરત પોતાનાં મનનું સમાધાન કરી લઇ જવાબમાં એટલુંજ કહ્યું કે અચબુચ તેને ઘણી ઉતાવળે બાહેરગામથી આએ તરફ ઉતરી આવવું પડયું હતું માટે તે સાથે એક

ફુમટી બી લાવ્યો ન હતો, ને જે જરૂર જોગું હશે તે હવે પછી પોતાને ઘરથી તે મંગાવી લેનાર હતો. એ રીતે તે ગરીબ બાપડાને લોકો જાંણે કદમ કદમ તે જાલીમ ગઇ–ગુજરીની યાદ આપતાં રહયાં હતાં, અને ત્યારે કાંઇ બી તાજુબ છે કે તે પોતાનાં દીલથી હતો તે થકી જયાદા ખફા અને બેતાબ બન્યો ?

તે બાકીનો આખો દિવસ તેણે ભારી બેકરારીનો કાઢયો, ને રાત્રે પણ તેને સખકરારની કશીજ ઉંઘ આવી શકી નહીં.

બીજે દિવસે તે મોડેથી જાગ્યો, અને જાગ્યો ત્યારે પેહલાં તો આંખ ઉંઘડી જતાં તેને એમજ લાગ્યું કે તે હજી બંદી ગૃહમાં અસીર છે; પણ નહીં રોશન ખુરશીદની તે ઓરડામાં આવતી ખુશનુદીથી તે જરા વારમાં પુરતો બીદાર અને માહીર થયો, અને ત્યારે વળી ગઇ કાલના બનાવો તેની યાદમાં ઉભરી આવતાં દીલથી ઘણો રંજીદા થયો.

તેણે હવે પોતાનો ગુજારો કેમ કરવો તે સવાલ ઉપર ગંભીરપણે લક્ષ આપ્યું, ને છેલ્લે નાહીધોઇ નાસ્તાપાણીથી ફારેગ થવા કેડે તેણે કોટમાં ચાલુ મુકયું. તેણે કાંઇ નોકરીની જુસ્તેજોમાં એ હેરયું લીધું હતું. તે કાંઇ બી તુરત વેળા માટે પેટપુરૂં પેદા કરી શકે તો શું કરવું તે બી તેને સુઝ પડે એમ તેને લાગ્યું, હાલ તો મનની તમામ અસ્વસ્થ હાલતમાં તે બિચારાને બધેજ આંધળુંભીત નજરે આવતું હતું, ને શું કરવું ને કેમ કામ લેવું તે કશુંજ સમજમાં આવી શકતું ન હતું.

પણ નોકરીની એ તેહકીકમાં પણ તેને ઘણી નામોશી વચ્ચે પાછું અને પાછુંજ પડવું પડયું. ઓળખીતાંઓ વચ્ચે

તો પોતાની કલંકીત હાલત સાથે તે નોકરી માંગતો જઇજ ન શકયો, કે જ્યારે જે બી પરાયાંઓની ઑફીસમાં તે ડોકું ખોસતો તેઓને ત્યાં યાતો તેને બરની કોઇ જગ્યા હતીજ નહીં, અથવા હોય ન હોય તે સવાલ દીગર રાખીને લોકો તેને જે પુછતાં તે એજ કે "છેલ્લા તમો કયાં નોકરી હતા, ને ત્યાંથી કયારે ને કાંએ નિકલ્યા?"

હવે તે શો જવાબ દીએ? શું તે એમ કહે કે તે મોટી ચોરી ને ફોરજંરીના વાંક થકી પકડાયલો તુરતનોજ ત્રણ વરસે જેલમાંથી છુટક પાંમી આવેલો હતો?

એતેફાક, તે એમ ભટકતો હતો તે દરમ્યાન તેનો સોહલી શેઠ—જરના પીતા અને તેના છેલ્લા શેઠ—ની પોતાની સાથેજ તેનો ભેટો થઇ ગયો! તે ચકમાં ને ધકમાં ચાલતો હતો ને તેણે તેઓની સામેથી આવતી ગાડી જોઇ નહીં. જોતે તો તે જાંણીતી જોડીની ગાડી ને કોચમેનની લીવરીપરથી તે ઓળખ્યા વગર રેહતે નહીં, ને તે ડોસાને મોઢું નહીં બતાવાની મકસદથી તે જરૂર બાજુ થઇ જતે; પણ આ તો થયું એમ કે ગાડીની છેક લગોલગ થતાં તે બંનેની નજર અનાયસે એક થઇ ગઇ, ને ત્યારે નિર્દોશ નાદર તે શેઠયાને જોતાં એક સરપે ડંખ મારયો હોય તે કીસમે નાહકના ગભરાતથી ચોંકયો ને ઓશાકથી લાલ થઇ ગયો.

મગર સોહલી શેઠે તેને જોતાં સાથે તાબરતોબ ગાડી ઉભી કરાવી, ને તેને ઇસારતથી પોતાની કને બોલાવ્યો.

"કેમ છે તું, નાદર?" તે ડોસાએ શેકહેંન્ડમાં હાથ આપ્યા વના તોપણ પુરતી મુરબીગીરીની માયાથી પુછ્યું. "મને આજેજ ખબર પડી જે તું જેલમાંથી છુટક પાંમેલો

છે, ને જસી અને જરને ગઇ કાલે મળવા મ'હાલક્ષ્મી આવી ગીયોતો. વારૂં તું સુ'ખી તો છે? સારૂં'જ થયું મલ્યો તો. મારે તારી સાથ થોરીક જરૂરની વાત કરવાની છે. તું હમણાં મારી સાથે આપરી આફીસમાં આવી શકશે?"

"મુરબી સાહેબ" નાદરે આ વળી અજાએબ જેવા સંજોગથી તાજુબ થતાં કહ્યું, "હવે મારાથી તે કેમ બને? લોક શું કેહશે? મારા જેવો એક—મારા જેવો એક—"

"છટ, છટ, તું ત્હારૂં કામ કર," સોહલી શેઠે જરા તીખાસથી જવાબ કરયો "એ બધું હાલમાં યાદ કરવાની જરૂર નથી, મને તારી સાથ થોડીક વાત કરવાની છે. આવ, બેસી જા ગાડીમાં, જો હાલમાં તુંને કંઇ રોકાંણુ નહીં હોએ તો."—અને એક ચાવી આપેલાં પુતળાંની રીસમે, હવે ના નહીં કહી શકાવાના સબબથીં, બીજીજ પળે નાદર તે બ્રોહામનું બારણું ઉંઘાડી અંદર બેસી ગયો, ને "ઑફીસ પર જા" નો હુકમ મળતાં તે ધમધમ કરતી જોડીની ગાડીએ તે મોટા શેઠની ઑફીસ તરફ ફેરયું લીધું.

નાદર, એ રવેસે, આખી દુન્યામાં જે આસામીની મદદની અથવા જેને રૂબરૂ મળવાની કદી બી ઉમીદ કે હીંમત નજ કરી શકતે તેનીજ પડખે તેનીજ ગાડીમાં તેનીજ ઑફીસમાં હાલમાં ગબડી જતો હતો!

ઓ, તે આગલા દિવસો! તે આગલા દિવસો કે જ્યારે એજ શેઠની એજ ગાડીમાં તે હજારો વાર ઑફીસ તરફ હંકારી ગયો હતો. તે વખતે તે આજની માફક બીહીધેલો, ઓશકાતો, ખંચાયલો એક ખુણાંમાં દબાઇને બેસતો ન હતો; તે વખને કાંઇ હાલમાં હતી તેમ એક માહા મુજી અને નેહેસ્ત

અપરાધની કાળી ટીલી તેને કપાળે ચોંટેલી હતી નહીં. તે વખત તો તે એક ચંડોળ પક્ષી જેટલો ખુશાલ અને રમતીઆલ હતો. તે વખતે તો તે બેગુનાહ અને હીંમતવાન હતો. અરે, તે દિવસો આજે કયાં હતા?

"ડાકટર ફ્રેઝર આવી ગીયો તે ઘણુંજ નેક થયું," ગાડીમાં રસ્તે જતાં સોહલી શેઠે વાત કાઢી; "ઘણોજ કટોકટ વખત આયો. પોરયાની તબ્યત હવે તો સારી ને સુધરની છે. હવે ખુદાની બક્ષેશથી જોખમ જેવું કંઇજ નથી, પણ જરા મારી જરીની તબ્યત બગરેલી ઉતી"

"શું છે?" નાદરે ફકરમંદ પુછ્યું.

"જરા દીલ ભરાઇ આવેલું છે," સોહલી શેઠે કહ્યું. "તે તો થાએ. આટલા આટલા દાહરાની ખંતીલી સારવાર ને ચાલુ ઉજાગરા તે પછી એમજ તો? એ પોરીએ બી અતેરૂં કીધું. હું જતો ને આવતો ઘણી રંજ નહીં કરવા તાકીદ આપતોતો, પણ મારૂં માન્યુંજ નહીં. હું તો તેથી જાણુતોતોજ કે એ પોતે હવે જરૂર બીમાર થવાની!"

ટુંકમાં, આ કીસમની થોડી ઘણી વાતચીત તેઓ કરી શકયા તેટલાં તો આપીસ આવી, ને તે બંને ગાડીમાંથી ઉતર્યા.

શેઠ તો નાદરને પાધરો પોતાની સાથે પોતાના ઓરડામાં લઇ ગયો, ને નાદર આસપાસ એક બી નજર ફેંકવાની હીંમત કરયા વના નીચી નજરે તેની પુઠે ગયો. તે જાંણે આંખ ઉચકીને પોતાના જાંણીતા ગોઠ્યાઓ અને હાથ નિચેનાઓ સાંમે નજરોનજર જોવાની હીંમતજ કરી શકયો નહીં.

"બેસ મારી સાંમે," તે શેઠયાએ પોતાના રૂમમાં નાદરને લઇ જઇને પોતની ટેબલ આગળ પોતે બેસતાં તેને બેસવાની

વરદી કરી. "હું તારી સાથે ભેદભરમ સાચવ્યા વગર ખુલ્લે ખુલ્લીજ વાત કરવા માંગુછ. તું મારી ઑફીસમાં ફોરજરીનો ભયંકર અપરાધ કરી ત્રણ વરસની સખ્ખત મજુરીની ટેપ ભોગવી જેલમાંથી તુરતનોજ બાહેર પરેલો છે, અને—"

"મુરબ્બી સાહેબ," નાદરે નમ્રતાથી ખુરસી પર બેઠેલો પાછો તુરત ઉભો થતાં કહયું, કે જયારે તે કરપીણ યાદોના ગેરઇનસાફને લીધે તેનો ચેહેરો ગુસ્સાથી છેક લાલ ભુંડ જેવો કદરૂપો બની ગયો;—"એ ચંડાળ ગઇગુજરીની મને યાદ આપ્યા વગરજ જે કેહવું હોએ તે કેહો. એ યાદો આપવાની હાલમાં હવે જરૂર શું છે?"

"વૅલ, વૅલ," સોહલી શેઠે નાંખતીથી કહ્યું, "એટલો ઉશ્કેરાઇ ના આવ, છોકરા. બેસ પાછો. હવે એમ પતલી ચામડીના થવાનું તુંને કે મને પાલવેજ નહી. હું તુંને જે કેહેવા માંગુછ તે એજ કે તું કેદમાં જવા પછી મારે ત્યાંનું એ લુટાણું સદંતર બંધ હતું, પણ આએ છેલ્લાં એક વરસમાં મારી હદ વનાની અજાયબી ને ગભરાત વચ્ચે મેં ત્રણ નવા કેસ એજ જાતની ફોરજરી ને મોટી ચોરીના મારે ત્યાં પાછા થયલા પકરયા છે, પણ હું એ વાતથી માહીતગાર થઇ ચુકયોછ એમ મેં કોઇને જાણવા દીધું નથી. હવે તું એ બાબે શું ધારેછ?"

નાદર ચુપ રહયો.

"કેમ જવાબ દેતો નથી, નાદર?" શેઠે કાંઇક અધીરાઇ અને ગુસ્સાથી તેના જવાબની તલબ કરી પાછું પુછ્યું.

તે—સોહલી શેઠ—ઘણોજ તાજુબ થયો. તે તો ધારતો હતો કે તે નવી ફોરજરી ને ચોરીની વાતો જાહેર થતાં સાથે

નાદર ઘણો ઉશ્કેરાઇ જશે, ને પોતાની નીર્દોશતા જાહેર કરવાના એકદમ જુસ્સામાં આવી જશે; પણ તેવું કશું નહીં થયું તે વાસ્તેની તે ડોસાની અજાયબીની હદ નહીં રહી, અને તેથીજ તેણે તેને ચુપ રહેલો જોઇ કાંઇક ગુસ્સાથી તેના જવાબની તેણે તલબ કરી.

"હું એમાં શું જવાબ આપું, મુરબ્બી સાહેબ?" નાદરે સાદાઇથી કહ્યું; "હું એટલુંજ જોઇ ને કેહી શકું છ કે જે કમીનાએ પેહલી બધી ચોરીઓ કરી તેનુજ એ પાછળનું બી કારસ્તાન હોવું જોઇએ."

"પણ તે તો જેલમાં હતો?" સોહલી શેઠે શું એક પોતે હુશ્યારી મારતા હોએ તેમ નાદરને "ક્રૉસ-એકઝામીનેશન" માં દાબી ધરયો!

"શેઠ," સોહલીએ વળી પાછો ઉશ્કેરણીમાં ઉભો થતાં કહ્યું, "મને અત્રે બોલાવી જો તમારે નવા કારી જખમો કરવાનીજ મતલબ હોએ તો મેહેરબાની કરી મને અત્રેથી એકદમ પાછોજ જવા દેઓ. હું તો તમોને કેહી ચુકોછ—રોજે અવલથી તે ઠેઠ મને મુજીઓએ શાહદતોના ગેરઇનસાફથી દોરવઇ જઇ નાહક જેલની સજા કરી ત્યાં સુધી કસમોપુર્વક કહી ચુકયોચ કે હું એ વાતમાં બીલકુલ બેગુનાહ છેઉં. એ પાપ મેં કરયુંજ નથી—બલ્કે તે કરવાનો એક દુરનો કોઇ દાહરે ખ્યાલ વટીક કરયો નથી, અને જો તમો એ મારા કસમો નહીં માની શકો તો—"

"તેં કેમ જાણ્યું કે હું નથી માનતો?" તે શેઠે ફીકકું હસીને કહ્યું; "હું નહીં માનતો હોતે તો, છોકરા, મારી સાથે ગારીમાં બેસારીને તુંને અહીં લાવતે બી ખરો કે?"

આ હીંમત આપનારા સુખનોથી પુરતી ધીરજ પાંમી નાદર પાછો બેઠો.

તેને ઘણુંજ સુખ થયું. યા ખુદા, શું તેનું નસીબ પાછું ફરતું હતું? તેનો શેઠ પોતે હવે તેનાં ઇમાન ને નેકીમાં પાછો માનવાવાળો થયો હતો એ શું એક પુકે આવતાં સુખી ભવિશની આગાહી હતી?

"ત્યારે તમો સાહેબે કાંએ મને જેલમાં જવા દીધો?" નાદરે પાછો બેસતાં દીલગીરી સાથે પુછયું.

"તે ત્રણ વરસની વાત છે, છોકરા," સોહલી શેઠે તેટલીજ ગમખ્વારીથી જવાબ કર્યો; "તે વખતે, અલબત, મેં તને અપરાધી માન્યો હતો, અને તેમ માનતાં ખુદાના બંદા તરીકે માનજે, નાદર, કે મારૂં કલેજુ કપાઇ ગીયું હતું. મેં તો તારે વાસ્તે મોટી મોટી ઉમીદો મનમાં વસાવી હતી. મારો પેટનો એકનો-એક છોકરો પાધરો નહીં એટલે મેં પેટના દીકરા જેટલીજ ત્હારી પર બી અમારત ઉઠાવી હતી, અને તેથીજ મારી એકપુરી દીકરી જરને—"

"જવા દેઓ એ બધી વાત, સોહલી શેઠ," નાદરે જરનાં વ્હાલાં નામની યાદથી દુખનું એક દચકું છાતીમાં ઉભાઇ આવતું જેહેમતથી પાછું દાબી દેતા કહયું; "એ બધી ગઇગુજરી યાદ કરવામાં હવે હાંસલ શું છે?"

"હવે મારે બની શકે તો તુંને પાછો મારે આશરે લેવાનો છે," તે શેઠયાએ મુરબીગીરીથી કહયું; "મગર હું તેમ કરી શકું તેથી તું બધું મને સાચેસચું કહી દે. તું એ મારે ત્યાં કોણે ચંડાળપણું કર્યું તે જાંણેછ?"

"હા જી."

"ત્યારે, હેમક, તેજ વખતે બધું ભોપાળું ફોડી દેઇને ત્હારૂં નિર્દોષપણું જેલમાં જવા આગમચ સાબીતજ કાંએ નહીં થવા દીધું?" તે શેઠયાએ લગભગ ગુસ્સો કરી પડીને કહયું; "તે વખતે ખમ્યા કાંએ કીધું? ચુપ કાંએ રહયો?"

"તે વખતે તે હેરેમંદની મને ખબર નહીં ઉતી, મુરબ્બી."

"ત્યારે તેં કયારે જાંણ્યું?"

"કેદમાંથી છુટવા પછીજ."

"ફકત ગઇ કાલેજ?"

"હા, મુરબ્બીજી."

તે ડોસો કાંઇક દધાયલો દેખાયો! તે નાદરને ચીપીચીપીને અને ટીકીટીકીને જોવા લાગ્યો.

"હવે મને ત્યારે તું તે મુજીનો પત્તો આપ," તેણે જરા વારે કહયું "એટલે તે જે બી હોય તેને હું એકદમ ઉંધાડો પારશ, ને જગત આગળ તારૂં બેગુન્હાપણું સાબીત કરી શકવાથી હું ઘણીજ ઇજ્જત ને આસાનીથી તુંને મારી નોકરી ને વિશ્વાસમાં પાછો લેઇ શકશ."

પણ નાદરે તુરત જવાબ કર્યો નહીં. તે વિચાર કરતો હતો.

તે વિચાર કરતો હતો. શું તેણે કમીના જસીનું નામ ત્યારે આવી તકે આપી દેવું ન ઘટે? તે દયાહીણે તેના પર કેઇ દયા કરી હતી જે હવે આવી સોનામોહોર જેવી તક મળી જતાં તેણે તેને બચાવવો ઘટે? તેણે તો તેની બધી કમબખ્તીજ કરી મેલી હતી!

આ વખત તેને બચાવવો એ શું પોતાને મારવા જેવુંજ ન હતું? રાસ્ત હતું કે જે દુખકારક સજા તેને ભોગવવી સરજતમાં હતું તે તો તે હવે ભોગવી ચુકયો હતો, પણ તેનો

કલંક તો સદા રહીજ ગયો હતો?—અને ત્યારે તેવો એક શીહા કલંક ધોઇ કાઢી પોતાની જીંદગાનીમાં પાછો સમો થવા જોગો આ સમો આવ્યો હતો ત્યારે તેણે આનાકાની શું કરવા કરવી જોઇએ?

પણ આનાકાની તેની વ્હાલી જરને ખાતર, તેને તરત લાગ્યું કે, તેણે કરવીજ જોઇએ. જો જરને માટેના પ્યાર ને વફામાં તે સાચો ને સાબુતકદમજ હોએ તો જસીને પકડાવીને તે બાપડીને નવેસરની નામોશીમાં ગરક કરતાં તેણે દયાથી બાઝ આવવુંજ જોઇએ. દયા જસીને જરા એ ઘટની ન હતી, પણ તેથી જરને બી નહીંજ ઘટતી હતી એમ કેમ કહી શકાએ? તે વ્હાલી તો પ્યાર અને સચ્ચાઇનીજ એક હુબહુ પ્રતીમા હતી!

વળી જસીને જેલમાં મોકલી કીનો લેવાથી તેને લાભ બી શું થનાર હતો? જર તેની પરણેતર હતી અને એક પાક જાદ પરણેતર હતી; વળી તે પોતે પણ ઇંચેઇંચ એક સાચો ને શુધ્ધો સદગ્રહસ્થ હતો, તો પછી તે વરબઇયરને અલગ કરવામાં ને જર હતી તેથી તેણીને જાસ્તી દુખી કરવામાં દાનાઇ અથવા હાંસલ કયાં હતી?

ટુંકમાં, વ્હાલાં વાંચનારાંઓ, નાદરે એ બધા વિચારો એ રવેસે વિજળીને વેગે પોતાનાં મનમાં એક તડાકે કરી લીધા, કે જયારે ખરા અપરાધીનું એ છોકરો નામ જાહેર કરે તે સાંભળવાની ઉલટમંદ ગણત્રી ને તલબ સાથે સોહલી શેઠ એકાદ પળ આતુરતા વચ્ચે ખોટી થયો—પણ અંતે મજબુતીથી એક ઠરાવ પર આવી દીલેર અને ઉદાર નાદરે તે નામ કેહવાની સાફ નાજ કહી. "મને માંફ કરો, મુરબીજી," તેણે કહ્યું; "હું તે ખરા અપરાધીનું નામ તમને આપી શકતો નથી, ને

તે નહીં આપવા માટે મને ખરેખર ઘણા જોરાવર સબબો છે."

સોહલી શેઠ એ સાંભળી ખફા થઇ ઘણું ઘણું બજીદ થયો. તેણે નાદરને સમજાવીને તેમજ ધમકાવીને અનેક આગ્રહ કરી જોયો. ખુદા જાંણે કેમ—પણ હાલમાં હવે તે નાદરની નેકીમાં ઓસ્તવારીથી માનતો દેખાતો હતો, જેથી એવો તે કરપીણ હીચકારો તેની આફીસમાં બીજો કોણ હતો કે જેણે આ બિચારા નિર્દોશને જેલમાં સબડાવા જેવી હેરેમંદી વડીક વરસાવી હતી તે જાંણવા તે ડોસો એકદમ અધીરો પડયો હતો. વળી તેની પોતાની ગેરસલામતીનો જોખમ ને સવાલ બી તેને પુરતી રીતે ભડકાવી રહયો હતો. નાદર જેલમાં હતો તે દરમ્યાંનમાં તેજ કીસમતો અપરાધ ફરીથી થયલો પકડતાં સાથે તાજુબીમાં અને હદ વનાની પશેમાનીમાં તેની છાતીજ ફાટી ગઇ હતી, અને તે દિવસથી એ ખરા અપરાધીની કેર કાઢવા તે ખંતીલો થઇ રહયો હતો. એમ છતાં, પોતાનાં મોટાં મચેલાં "હાઉસ"ની ઇજ્જત સારૂ તેણે એ વાતની જાહેરમાં કશીજ નવી રવેસે ગરબડ થવા દીધી ન હતી. તે પછીથી વળી ઉપરાસાપરી બીજી બે તેવીજ ચોરીઓ તેણે પકડી, મગર તે ચોરને પોતાને તે પકડી કે પીછાંણી શકયો નહીં—અને હાલમાં નાદર તે ભેદ જાંણતો હતો તે છતાં તે નહીં બતાવાની હેમાકાત કરતો હતો તેથી તે નાદર પર છેલ્લે અંતે એટલો બધો ખરાં દીલથી ગુસ્સે થયો કે તે નહીંજ સમજયો ત્યારે તેના આવા વખતમાં તેને માથે થવાને મદદ કરવાની તેની ઘણી મરજી છતાં તેણે ખફા થઇને સાફ ના કહી, અને તે જવાંનને પોતાની પાસેથી એકદમ અનાથ પાછો બાહેર હાંકી મેલ્યો!

## પ્રકરણ ૧૦ મું.

જસી પર "ઑપરેશન" કરવામાં આવ્યું, ને તે મોહોતના ભયથી મોકળો થયો તે વાતને એક આખું અઠવાડયું વહી ગયું હતું. એ દરમ્યાન પેલો એશ્કો ધનજી અનેક વાર ધકેલા ખાતો જરને એકલો મળવાની આજુબાજુમાં આ તરફ હેરયાં લઇ ગયો હતો, પણ જર બિમારીનાં બાહણાંથી ઘણું કરીને પોતાના દુખી ખ્યાલો સાથ એકલી પડવા ને એકલી રેહવા પોતાના ઓરડામાંજ ભરાઇ રેહતી, જેથી તે બાંગડને તે નાજનીન જોડેની એવી એક બી મીલાકાતની ફાવત નહીં થઇ હતી; પણ એ આંઠમે દિવસે જર દ્રોઈંગરૂમમાં પોતાના ભાઇ બેજન સાથ વાત કરતી બેઠી હતી તેટલાં એક હેમક નોકરે દાખલ કરેલો તે લુચ્છો તે હતી ત્યાં છચોક આવી લાગ્યો, ને ત્યારે, અલબત, તે તેના જોડે ગમે એ છતાં અસભ્ય થઇ શકી નહીં.

"તમે તો આટલા આટલા દાહરા વેર અમોને બાહરો બાહરથીજ ખેરવ્યા કરતાંતાં?" ધનજીએ નફટાઇથી કહ્યું,–અને તે ઘેરીતો બારીતો હોએ તેમ એક ઇઝીચૅર વચમાં ખેંચી કાઢી તે ઉપર ધબ દઇને લાંબો થઇ બેસી ગયો.

"હાજી, શું કરૂં? માંફ કરજો, મારી તબયત હાલમાં ઘણી નાદુરસ્ત ચાલેછ," જરે સાદાઇથી કહ્યું.

"નાદુરસ્ત ચાલે તેમાં અજાયબી શું છે?" તે લુચ્છો કાંગળો થયો. "તમે બી પેલા માંદા ચેકેપાઈ પછવાડે થોરાં પટકઇ ગીયાંચ? બાઇ–બી–બાઇ, હવે તે કેમ છે?

"હવે તો સારી પેઠે છે, પણ હજી કોઇને મળતા નથી," જરે કહ્યું; "હું ધારૂંછ જે હવે આંઠેક દાહરામાં તો ઉઠીને બિછાંણુંમાં બેસી શકશે."

"એણે બી બીધરાવ્યાં તેટલાં થોરાં!" ધનજીએ તુચ્છ-કારથી હસીને કહ્યું; "કેહજે બસ મરીજ જોએછ!"

"ડાકટરોએ જબરી થાપ ખાધી," જરે શોકાતુર અદાઓ સાથે જવાબ કરયો; "તે લોકે મોટો આયો તાંહાં સુધી નહીં ઉતું બધું કોટાનું ફતેસર કરી નાંખ્યું."—અને પછી એ ઘણું દુખ પેદા કરનારી યાદને લગતી વાત તે ભુલાવા માંગતી હોએ તે ફીસમે તેણે વધારયું, "તમે આએ મારા ભઇને ઓરખોછ કે?"

"ઓ યસ, અમે પરમ દાહરે રાતેજ મીસીસ સંજાનાને તાંહાં મલ્યાતા," ધનજીએ કાંઇક બેહયાઇભરી અદાઓથી કહ્યું, અને બેજન તરફ ફરીને વધારયું, "કેમ, બચ્ચાજી, એ સોહામણી વીધવાને ઝડપી જવાની કંઇ ખાટીમીઠી મરજી થાયછ ખરી કે?"

બેજન ફીકકો પડયો. તેની બેહેનની રૂબરૂ આ લુચ્ચો તેને માઠું લગાડતો હતો તે તેને જરા થઇને ગમ્યું નહીં.

તે જરા "ફ્રાસ્ટ" જવાંન હતો. પોતાના બાપની ફીસમથી તે કેવળ ઉક્ષટીજ તએહનો હોવાથી કામકાજ પર ધ્યાંન આપવાનો તેને ઘણો કંટાળો હતો, એટલે સોહલી શેઠનો તેના પર જોઇએ એટલો વિશ્વાસ કે પ્યાર હતોજ નહીં, ને તેથીજ તો નાદર ને જસી જેવા પરાયાને પોતાના કરી તે ડોસાએ આગળ પાડયા ને વધારયા હતા, જે એ ડોસાનો રોજનો સંતાપ હતો. પોતાનો પેટનો દીકરો જોઇએ એટલો પાધરો ન હતો એ તેનો જાથુકનો બળાપો હતો. તે પોરયો તો રમતા પંચી હતો. એમ છતાં જરનો તેના પર ઘણો પ્યાર હતો, જેથી તે અવારનવાર જરને ત્યાં આવતો જતો ને તેને મળતો

ભેટતો રહયો હતો.

તે આ કોઇ મીસીસ સંજાના નામની એક વિધવાને ત્યાં છેલ્લે છેલ્લે આવનજાવનના ઘણા પછાડામાં પડયો હતો, કે જે વિધવા ઘણીજ જવાન, સુંદર અને વળી છાંડાવાળી કેહવાતી હતી. તે વળી જોઇએ એટલી ગંભીર કે અદબવાળી બી નહીં હતી, જેથી ધનજીની કીસમના જે ખોરયાખાપરયાઓ તેના ઓળા પેરે તેણીની પુઠે ભમતા રહી તેનું ઘર ખણી ખાતા હતા તેમાં જરનો ભાઇ બેજન બી પાછળથી શામીલ થયો હતો, અને ત્યાં ધનજીએ તેને જોયલો હોવાનો ભડકો ફોડી દીધો તેથી જર આગળ તેને ઘણું નઓજું લાગ્યું, ને તે ધનજી પર ઘણો મનથી ખફા થયો. એમ છતાં તે પોતાની બેહેનની રૂબરૂ કશો "સીન" કરવા રાજી ન હતો માટે લોહીનો ગોટ ગળી ધનજીની હેમાકાત તુરત વેળા તે અખાડા કરી ગયો, ને તે હેમક કાંઇ જાસ્તી ભાંગડા વાટે તે પેહેલાં તેણે એકદમ ત્યાંથી વંજો લેવામાંજ શાંણુપત પીછાંણી.

"ચાલ જરાં, ત્યારે હું તો હવે જતે," તેણે ફેંટો ઉપાડતાં કહયું; "મને જરા કામ છે. સાહેબજી; શાહેબજી ધનજી," અને તે બાહેર ગયો, કે જયારે જર તેને વળાવા જતી હોએ તેમ તેની પુઠેપુઠ વાત કરતી તે ઓરડામાંથી બાહાર પડી. દીસ્તુંજ હતું કે પેલી કોઇ મીસીસ સંજાનાનો ભેદ ફોડી દઇને તેના ભાઇ બેજન માટે લુચ્છા ધનજીએ તે બાપડીને જબરી બોહીધરાવી મારી હતી, અને તે તેથી એકાંતમાં બેજનને એ વાતનો ખુલાસો પુછી લેવા તલપાપડ થઇ રહેલી તેની પુઠે ગઇ હતી.

બીજા હાથપર ધનજી એ બધું જોઇ, એકલો પડેલો,

પોતાનાં મનથી મલકાઇને ખુબ હસતો હતો! એક તો એ રીતે બેજન જે કબાબમાં હાકડાં જેવો ત્યાં થસી રેહતે તેને ખેરવવા ને નહસાડવામાં તે એકદમ ફતેહમંદ થયો હતો, અને બીજું તો એ કે જરને એમ બીહીધરાવ્યાથી બી તેને ઘણી ગમત મળતી હતી.

તે પોતાને વાસ્તે ઘણું ઉંચુજ માનતો હતો. બઇરાંઓને બીહીધરાવા, બોલાવા ને હસાવામાં તેના જેવો એકકો બીજો કોઇ થાએજ નહીં એવું તેને પોતાને માટે તેને પોતાને સુફયાણું મત હતું, ને હાલમાં તેનો ડોળો (પેલા ડા૦ ફરનેનડીસે નાદરને કહી દીધું હતું તેમ) જરમાં જબરો ખોવાયો હતો. તે સુંદરતા જસી જેવા એ 'ચગડોળ'પર પોતાની જવાંની હરાંમ ગુમાવતી હતી એ તે એશ્કાની અતી ઘણી મોટી અજાબી અને દીલગીરી હતી, અને તેથી પોતાની મીઠી મીઠી બોલીથી જસી પરથી તેણીનો મન ઉતારો કરાવી તે એ ઇનામ આયંદા પોતે જીતી જવાની ઘણી પગભર ઉમેદમાં હતો! હેમક તે! પાકજાદ ઓરતોની નેશ ને નીતી તે કેટલી ઓછી આંકતો હતો? તે પોતાનાજ સ્ટેંડડથી આખી દુન્યાની બુરાઇ ભલાઇનું માપ લેતો દેખાતો હતો, મગર તે જાણતો ન હતો કે ખરી પાકજાદ પરણેતરો સમક્ષ તેની કીસમના કાયરો કમીના ને તુચ્છથી જયાદા કદી પુરવાર થઇ શકયાજ નથી.

જર, એ દરમ્યાન, બેજન સાથે ઓરડામાંથી બાહેર પડી એટલે તેણે ને જવાંનને આગલાં બારણાં આગળ થોબાડીને પુછયું, "બેજન, મને કેહ તો ખરો—વરી એ મીસીસ સંજાણા કોણ છુઇછ?"

"અરે વાતમાં કંઇ દમ નથી રે, જર," તે જવાંને બેદાદીના ઢોંગથી કહયું; "એક મારા નવાં ફ્રેન્ડ છે. ઘણાં મજેહનાં

લેડી છે. વીડો છે."

"હા, પણ તે કોઇ વીડોને તાંહાં તું ધકેલા પચ્છારા ખાયા કરે એ શું સારી વાત છે?" જરે ઠપકાથી કહયું; "પપા જાણુશે તો વરી કેવા ખીજવાશે?"

"ઓ નૅવર માઇન્ડ; હું ઘણી તપાસથી કામ લેઉંછ, જર," તેણે કહયું. "મને કંઇ તાહાં ઝાઝું જવા ગમતું નથી, કેમજે તે બાનું આએ ધનજી ઘોપચા સાથે છેક પાંઉ માખણ છે તે મને જરા થઇને—"

"અને ત્યારે, તેથી તું અદેખો પરેછ એમજ કેની, બેજ ન? શરમ છે!" જરે ગુસ્સાથી કહયું; "તુંને એક એવી ઓછી નીતીની વીડો સાથે કામજ શું હોએ? ધનજી જેવા દુન્યા પાર માણસો અથવા તેનાં દોસ્તોની જો તેં સોબત પકરી તો યાદ રાખજે, ભઇ, કે તહારી ખરાબીમાં હવે કંઇજ બાકી નથી રેહવાની!"

"વરી તું તો ત્યારે એ રોજનોજ તારો રદણપાટલો લેઇ બેઠી!" બેજને કંટાળાથી કહયું; "એમાં અદેખાઇ શું છે? હું તો એમ કેહવા માંગુંછ કે તે અબળા છે એટલી બધી સુંદર કે આએ એબલગામણા પોસાગીર જેવા પર તેણે મરી ફીટવું સજાવાર નથી;—મગર જેહાંનમ જાય; આપુને શું? ચાલ, સાહેબજી."—અને જાંણે તે આ વાત લંબાવલી જોવા ચાહતો ન હોએ તેમ ઉતાવળે ત્યાંતી ચાલતોજ થયો, કે જયારે ગરીબ જર એક ઉંડા નિશ્વાસ સાથે ઘરમાં જયાં ધનજી એકલો બેઠો હતો ત્યાં અદબને ખાતર પાછી ફરી.

## પ્રકરણ ૧૧ મું.

"કાંએ, ગીયો કે?" જર ઓરડામાં દાખલ થઇ એટલે ધનજીએ હસીને પુછ્યું,

"હા જી, હમણાજ ઉતરયો; કંઇ કેહોછ?" જરે સભ્યતાથી પુછ્યું.

"ઓ નહી, કંઇ નહીં, જવા દેઓ; મકુંજે જબરો બાંગર પોરયો છે," ધનજીએ પાટયાં બેસાડયાં; "હું તો ધારૂંછ કે પેલી ચારમીંગ મીસીસ સંજાણા સાથે એ જરૂર મોરે વેહેલ્લે ગોઠવઇ જશે. લાકરે માકરૂં ઠીક બેસતું આવશે."—અને તે બેઅદબીબી પાછો બેઅંદાઝ હસ્યો.

જરને તે જરા એ ગમ્યું નહીં. તે પોતે કેવો વીંટીપરનો નંગ હતો તે જરને સારી રવેસે રોશણ હતું, માટે હાલમાં તે જે ઉંડાં પાણીમાં રમત ચલાવતો હતો તે એ ચાતુરીને—પોતે ગમે એવી નિરદોષ હોવા છતાં—સમજી લેવાને કશી રીતે મુશ્કેલ થયું નહીં. એટલામાટે તેણે એ વાતજ ફેરવી નખાવી. તેણીએ તરત જસીની બીમારીની વાત કાઢી, અને ત્યારે પણ ધનજી ખાંડયો જાય તેમ કયાં હતું?

"એ બી કોઇ ખરો જબરો બા," તેણે કહયું; "એના પથરના આવરદા હોવા જોઇએ. બધાંનાં પોત્યાં લેવરાવી લેવરાવીને લાત તો છેલ્લે અંતે એવી સાબુત મારી કે બધાંને છકજ કરી મેલ્યાં! લોક તો એક અવાજે બોલતાંતાં કે એને જો કંઇ કશું થયું તો તમારી પર તો તરત પાછી ટીટ પડવાની! મીસીસ સંજાના તો તમારાં રૂપ આગળ પાણીજ ભરે!"

આ બધા પાધરા એસારાથી જરનું લોહી ઉકળી આવ્યું, ને તે બેઠી હતી ત્યાંથી છણકો કરી ઘણા ગુસ્સામાં ખડી થઇ.

"તમે અદબ ભુલી જાઓછ, મી૦ ધનજીભાઇ," તેણીએ ઠપકાથી કહયું;—અને પછી ભાઇને માટેની કાળજી ને હેતના સબબે જરા વારે વધારયું, "એ મીસીસ સંજાણા કોણ છે? મારા ભાઇને ખાતર એ અબળાને લગતું મને કંઇક વધારે જાણવા ને સાંભળવા ગમેછ!"

"આફ્રીન છે એક બેહેન તરીકેનાં તમારાં હેતપર," તે લુચ્ચાએ વળી લતરાજથી ને ખુશામદથી તેને કસી જોવા માંડી; "તમારો બેજન એવી એક બેહેનનો ખજાનો ધરાવા માટે ભાએગસાલી લેખાવો જોઇએ. કમનસીબે મારી તો એવી કોઇ મને રરનારી કુટનારી બેહેન બી નથી!"

"એ કંઇ મારા સવાલનો જવાબ નથી," જરે કંઇક નરમાસ સાથે યાદ આપી.

"ઓ યસ, યસ," તેને ધ્યાંન આવ્યું હોએ તેમ તેણે કહયું; "પણ તમારે ફકરમંદ થવા જેવું કશુંજ નથી, જર; છોકરી ઘણી મગ્જાહની છે—કાંઇ લોફર સોફર નથી."—અને તે, એમ કેહતાં, ઉઠીને તેની નજદીકમાં ગયો, એટલે જર ચમકીને બે કદમ પાછળ હડી. તેણે તેને પેહલીજ વાર "જર" કરી બોલવાની પણ હીંમત કરી હતી, જે તેની હીંમત અને શોખાઇથીજ તે માહબુબ પુરતા ચોંકી ચુકેલી દેખાતી હતી.

"જુવાન જમાંન લોહી છે," તેણે છેક તેની લગોલગ જઇને કહયું, "તેથી આપુને નાંખતીથી જોવુંજ જોઇએ. એમ તો આએ તમારોજ દાખલો જોવોના?"

"શું?"

"તમો એક એબ્યલ ધુવર સાથ જુસરીમાં જોરાયાંછ, કે જયારે તમારૂં દીલ તો ખરેખર—"

"સાહેબ, તમે મને ને મારા ધણીને ઘણું અપમાન કરોછ," જરે ગુસ્સા સાથે સર ઉપર ખેંચીને ઘણા દમામથી કહયું; પણ તે હીલચાલમાં વટીક તે મધુરી વળી એટલી બધી મનહરણ નજરે આવતી હતી કે ધનજી બની શકે તો જાસ્તીજ બેતાબ થયો !

"એ હવે અપમાન ને બપમાન," તેણે પાક બેહયાઇથી તેનાં આંગપર જતાં કહયું; "દીલનો ગુવાહ દીલ છે. તું એમ સોગંદપર કહી શકશે, જર, કે તું એ જે બીમાર છે તે બર યલ છાંનાને ખરાં દીલથી ચાહેછ? હું માનતોજ નથી. ઓર હું તો સોગંદપર કેહેવા તઇયાર છેઉં કે—"

"બંધ કર તારી ગલીચ જબાન," જરે હવે સઘળી ધીરજ ખોહી દઇ ગગડાત કરયો; "તું જો તરત ભરયા ભારમાં મારૂં ઘેર નહીં છોરી જશે તો અત્તરઘરી મારા નોકરને બોલાવી હું તુંને ધકકા મરાવી અતરેથી બાહાર કહરાવશ !"

"ધીરે, બાઇ સાહેબ, ધીરે !" તેણે અનકાચશકાથી કહયું; "હું કંઇ તમારાથી જરા બી બીહીતો નથી, કેમજે તમારી મુંડી મારા હાથમાં છે, અને પેલા નાદર મોદીને લગતી સઘળી તમારી વાત—"

જર એટલુંજ સાંભળનાં હેબન ખાઇ પાછી પડી ! આ નીચ શું કેહતો હતો? તે શું કેહવા માંગતો હતો? શું ખરે-ખર નાદર મોદાનાં નિરદોશપણાંની—તેના ભરથારના અપરાધની અને તેણીના તે વ્હાલા જવાંન વાસ્તેના અણુહદ પ્યારની બાતમી એ માહાબુરો કેથેથી મેળવી લાવ્યો હતો? તે હદ વનાની તાજુબ અને ફકરમંદ થઇ.

ધનજીએ તે જોયું, ને તરત તેણીની એ ટુંક નાબળાઇનો

તે નાપેકારે લાભ લીધો. તે તેની છેક વધારે લગોલગ ગયો.

"તમો જુઓછ, બાંનુ, કે હું સઘળું જાણુંછ," તેણે ભાર નાંખીને કહ્યું. "તમો ઉપર બીમાર પડેલા પેલા કમીનાને મુતલગ ચાહતાં નથી, ને જેને ચાહોછ તેને સંજોગોએ તમારાથી એટલો બધો અલગ કરી મેલેલો છે કે તે બાજુએ કદી તમારો પાટલો ફાવવાનો નથી. એટલાવાસ્તે હવે તમો દાનાઇથી કામ લેશો તેમાંજ તમો ખ્યાલ કરીને જોશો તો ખરેખરૂં તમારૂં ભલું સમાયલું છે. હું તેથી ભલામણ કરૂંછ કે હું જે તમને મારા પઇસા ને પ્યાર ઑફર કરૂંછ તે દરખાસ્ત તમારે ગંભીરપણે વિચાર ચલાવવા જોગ છે."

"કાળું કર તારૂં—કાળું કર મારી સાંએથી," જરે ગુસ્સાથી પીસેલા દાંતો વચ્ચેથી મોટા જુસ્સા સાથે પગ અફાળી કહ્યું.

"હવે મારા બચાવની ઢાલ મારા હાથમાં છે ત્યારે અતરેથી કાળુંધોળું કરવાની મને કશીજ ઉતાવળ નથી," તેણે ઠંડે કલેજે કહ્યું; "તું જરાબી ગરબર કર ને હું તારા નાહરને લગતો બધો ભરકો તેજ પળે ફોરી આપશ."

"નીચ, તુંને ખબરજ શું છે જે તું કેહવાનો હતો?" જરે ચેલેન્જ કરયો.

"તું ખ્યાલ કરી શકે તેથી જયાદા મને ખબર છે!" તેણે આગળ વધીને કહ્યું, અને ઘણાં ઝનુનથી તેનો હાથ વટીક પકડયો, જે છોડવાની તે માહાબુબની મેહેનત કરગત લાગે એમ દેખાતું ન હતું! તે પોતે પુષ્કળ ઉશ્કેરાયલો હતો, ને પોતેજ પોતાની ઉશ્કેરણી હેઠળ ધ્રુજતો હતો.

"મને ત્હારો પ્યાર સપુર્દ કરે તો અને તોજ તું સલામત છે. ચાલ મારી સાથે! માર થોકરે તુચ્છ લોકમતને! ભરૂસે

ભુખી રેહવામાં માલ નથી; જસી મરવાનો નથી. ને તેના મરવા વગર નાદર તુંને પણવાનો નથી, ત્યારે નાહેક કાંએ વસા ગુમાવેછ? ચાલ, બસ, ચાલ!"—અને કેહવાને અજબ જેવું છે કે તે હેમક એટલી હદ સુધી પોતે પોતાને ભુલી ગયો કે તેણે જરને બગલમાંથી પકડીને ઘસડવા પણ માંડી!

હવે, તેથી, તે કાયર નામર્દને એક દીલેર અબળાની હીંમતથી જોર કરીને એકજ ધકકે પાછો પાડવાનું જરનું ફકત એકજ મીનીટનું કામ હતું, ને બીજી પળે તેણીએ ટેબલ પરનો ઘંગ ઉંચકી લઇ, જસી તેને પાછો પકડે ને રોકે તે પહેલાં, તો, એટલાં જોસથી ને ચાલુ વગાડયો કે તાજુબીના ગભરાતમાં એક નહીં પણ બે ત્રણ નોકરો જુદી જુદી બાજુએથી તે તરફ દોડી આવતા સંભળાયા!

પણ તેઓ દોડી આવે તેટલાં તો તે લુચ્ચાએ તે અબળાને પાછી ભડકાવી મારી.

"ઠીક છે,—જોઉંછ તું મને કેમ બે ઇજ્જત કરેછ!" તેણે દાંત પીસીને કહયું; "હું પેલા—"

"નાદર મોદી?"

"નહીં–ઉપર જે બીમાર છે તે; જે ખરો અપરાધી છે તેની વાત એક લેહજામાં આજે જાહીર કરી તને—"

પણ તેટલાં તો બે ત્રણ નોકરોએ તે ઓરડામાં દોડી આવીને ડોકાં ખોસ્યાં.

ગરીબ જર, તેથી, ખંચાઇ ગઇ. તે પાકજાદ અબળા આ બાયલાને લાત મરાવી બાહેર કઢાવા ને પોતાની પાકીજગીને તે રીતે ઇનસાફ આપવા ખરાં દીલથી ચાહતી હતી, પણ જસીનાં ભયંકાર તરકટની વાત જે દેખીતી રીતે આ પાપી

આસામી જાંણુતો જણાતો હતો તે છુપી રહે ને એ મુજી તે છુપીજ રાખે તેને ખાતર તેણીએ ગમ ખાઇ જઇ તુરત પોતાનાં મનનું સમાધાન કરયું, અને નોકરોને કહયું, "જલદી ધનજી શેઠની ગાડી દરવાજાપર બોલાવો; એવણુને જલદી જવું છે."

એમ છતાં એજ પુરતું હતું. ધનજીને હવે પેંડો પકડયા વના ચાલ્યું નહીં, ને તેથી તે ઉઠતાં ઉઠતાં બોલ્યો, "ઠીક છે, જરબાંનુ, હાલ તો હું જાઉંછ; બીજી કોઇ વખતે આવીને આ પરે એ બાકીની વાત પુરી કરશું, ને જે કરવા ઘટશે તે નકકી કરશું."—અને, એમ, કેહતાં તે ચાલતો થયો.

તે ચાલતો થયો, અને ત્યારેજ અભાગની જરે ધીરજ અને છુટકારાનો દમ ખેંચ્યો! તે બાપડી ઉપરાસાપરી આ દુઃખના મારાઓથી તદન મરણતોલ બીમાર થઇ ગઇ, ને પોતાની હીણી સરજત માટે પોતાના જીવને અનેક કદુવા ચાહવા લાગી!

## પ્રકરણ ૧૨ મું.

હવે જસીની તબ્યત સુધરતી અને જરની તબ્ય બિગડતી ચાલી. જર જલ્દીજ દીલ નાંખતી ગઇ, અને જસી તેનો બાએસ બીજો કોઇ નહીં પણ નાદરને માટેના તેના પ્યારનોજ મનથી માનવા લાગ્યો, અને તેથી અલબત પુરતો અદેખો થયો.

તે હજી બિછાણું છોડી શકયો ન હતો. હજી બી મોટો ડાકટર ફ્રેઝર અવારનવાર આવતોજ હતો, અને ડા૦ મનચેરશાહ અને ફરનેનડીસ તેના હુકમ મુજબના ઉપાયો લેતા રહયા હતા. તે હવે બિછાંણાંમાં સારી રીતે ઉઠબેસ કરી શકતો હતો, પણ

હજી કોઇને મળવા કરવાનો, ઘણો ઉસ્કેરાવાનો કે ઘણી વાત-ચીત કરવાનો તેને હુકમજ નહીં હતો.

એ દરમ્યાન નિર્દોષ જરે નાપાક ધનજીની બેઅદબીની વાત હજી તેની આગળ કરીજ ન હતી. તે તેનો ઘણોજ જીવેજાંન દોસ્ત હતો એટલે તેણીએ જોયું કે તે બંને એકજ ઓવારેના કુત્રા હતા. એ બી બનવા ને માનવા જોગ હતું કે કદાપી જસી તેનાં કહેલાં કરતાંબી પેલાંનું કહેલું વધારે માને! તે હવે વાંક કરીને અન્યાય પુકરતો હતો. પોતે પોતાનો દોજખી અપરાધ બધો કબુલ કરી દીધેલો હોવાથી તે એકરાર કરવાને માટે હવે તે પોતે મનથી અતીઘણો પસ્તાતો અને પશેમાન થતે હતો, અને જર તેને તે માટે ધીકકારતી હશે અને હવે નાદરનેજ બેવડાં વ્હાલથી ચાહતી હશે એ અનુમાનો દીલથી કરી લઇને તે સામો પોતેજ જર સાથ રીસાયલો ને ઉંચે મોઢે રેહતો હતો. એ બધાં કારણોથી જર તેની આગળ ધનજીની ફરયાદ કરી શકે એમ ન હતું. વળી, બીજા હાથ પર, જો કદી તે જરની વાત માને તો તે ઘણો ઉસ્કેરાય, ને તેથી કદાપી તેની આખર આવી જાય તે વાસ્તે બી જર બીહીતી હતી. તેણીએ તેનું મોહોત માંગ્યું ન હતું, પણ તે મરવાનોજ છે એ વાતની અગરગચ્ચા ડાક્ટરોએ તેને ખાતરજમા આપેલી હોવાથી તે ગરીબ બાપડીએ નાદરને બીજી મરતબા પોતાનો પ્યાર સપુર્દ કરી દીધો હતો ખરો, પણ ખુદાને તેને બચાવાનું ગમ્યું તો એ સરજતના ખેલને તે શાંત તબેદારીથી મળતી થઇ હતી, માટે હવે હાલમાં બો તે જસીને માટે બુરૂં ચાહતી ન હતી. કોઇનું બી બુરૂં ચાહી શકે તે કીસમનો તે એક આતમાજ ન હતો.

વળી સધ્યારો એ હતો કે તે દાહાડા પછીથી ધનજી ફરીથી કદી બી તેને સતાવતો પાછો આવ્યો ન હતો, અને તે ઉમીદ કરતી હતી કે તે તેણીની તરફની પુરતી હડધુત સાથે ખોખરો થઇ ગયલો હોવાના સબબે હવે ઘણું કરીને તો પાછો પોતાનો પાપી દાવો રજુ કરતો અત્રે આવવો જોઇએજ નહીં.

એવી રીતનો સઘળો મામલો જારી હતો. ખરેખર તો, ઉપર કહેવા મુજબ, જસીની તબ્યત સુધરતી જતી હતી, પણ તેના જીવને જરા બી જપ કે કરાર ન હતો. તેને લાગ્યું કે હેમક ડાકટરોના બીહીધરાવ્યાથી તે પોતે ઘણી મોટી હદ સુધી એક હેમક ધધેડો પુરવાર થયો હતો. તેણે જસી ને જરને એ બધું પોતાનું તરકટ કહી દેવામાં ઘણીજ ગંભીર ભુલ કરી દીધી હતી. વળી ધનજી તે વાત જાંણુતો હતો, એટલે ખરી રીતે તો ત્રણુ ત્રણ જણા તેના એ ભેદથી માહીર હતાં, માટે મોડેવેહલ્લે તે જરૂર તેનાં પરીણામમાં કોઇ ને કોઇ રીતે ખમવાનો એમ તેને ચાલુ ખટકો ને ભય થયા કરતો હતો!

તે ધનજીનો જીવેજાંન દોસ્ત કેહવાતો હતો, પણ બાતેનમાં તો તેનો હરડતો શત્રુજ હતો. આ બધો તેનો નાશ તેણેજ (ધનજીએ) આગળ રહીને કરાવ્યો હતો. તે અથંગ જુગારી હતો, ને તેણેજ જસીમાં એ ચડસ ઉતપન્ન કરેલો હોવાથી જ્યારે આગલી હારોલમાં તે હારયો ત્યારે તેના શેઠની સહી ફોર્જ કરીને પોતાનું કામ કાઢી લેવાની જસીને સલ્લાહ આપનાર એજ માહા મુજી હતો. તે કળેવળે કામ લેતો ગયો. પછીથી વળી નાદરને ગળે એ પાપની તોક ઓળવવાની સલ્લાહ આપનાર ને તેને ફાવતને રસ્તે ઉતારનાર પણ એ ધનજીજ હતો, અને તે કીસમના બીજા અનેક અપરાધો છેલ્લાં છ

વરસમાં તેણે જસી પાસ, પોતે અળગો રહીને, કરાવ્યા હતા, જેથી જસી તે લુચ્છાનો જાહીરમાં દોસ્ત પણ બાતીનમાં હડડતો દુસ્મન હતો, ને તે તેને ખરા દીલથી ધિક્કારતો હતો.

એ રીતે તેને તે ત્રણેથી બીહીવું પડતું હતું. જોકે તે મનથી સારી રવેસે જાંણતો હતો કે નાદર તો જરને ચાહતો હોવાના સબબે જરની બેઇજજતી થઇ જતી બચાવા તે તેને કદી બી સપડાવશે કે પકડાવશે નહીં, પણ તે તેઓના પ્યાર માટે અદેખો થઇ ગયો હતો, અને તેથી બી મોડેવેહલ્ને નહીં ધારેલું કાંઇ માઠું પરીણામ તેના પોતાના બાબમાં આવી જશે એમ તે બીહીતો હતો; જ્યારે ધનજી પર તેને એ તેનાં પાપોમાં આગળ પાડવા ને મદદ કરવાનો અપરાધ સાબીત કરવા જેવો એક બી પુરાવો ન હતો, એટલે તે બી તેનો કોઇ દાવ તેના કને સાંધવો હોય તો તેને તરત સપડાવી દીએ એ ફીકરથી પણ તે જાથુક હલાક થતો રહયો હતો!

એ દરમ્યાન, પેલા હાથપર, ગરીબ બચારો નિર્દોષ નાદર કાંઇ થોડો હલાક થતો હતો નહીં. તે જરની લગોલગ રહેલો હતો, ને જસીની ને જરની દરેક ખબર દુરથી ને દુરથી મેળવી શકતો હતો, મગર તેનાં ઘરમાં તે હવે તેને મળવા જવાને મન કે હીંમત કરી શકતો ન હતો, કે જ્યારે તેની ખરચી તદન ખુટતી ચાલી હતી. તેને નોકરી કેથે બી મળતી ન હતી, ને તેનાં ગુજરાંણનું તેને એકે સાંધણ નજરે આવતું ન હતું, તેથી ને મસ મુંજાતો હતો.

અંતે તે એક ઠરાવપર આવ્યો. તેને લાગ્યું કે તેણે જાપાન કે ચીન તરફ કેથે દુર દેશાવર જતોજ રેહવું જોઇએ. ત્યાં તેને કામ મલી શકે, કેમજે ત્યાં તેની આગલા

પાછલી કોઇ જાણુવાનું કે પુછવાનું ન હતું. ત્યાં તે કાંઇક ઓરંગો મારીને બી પોતાનું ગાડું ગબડાવી લઇ શકે, ને કાંઇ કામ મેળવી પ્રમાણીક દળદેશરીમાં જીવી શકે. એ ખ્યાલ તેથી, તેને ગમ્યો. અલબત, એમ થવાથી જરથી સદાનો જુદો થવાનું હતું, પણુ તે વના ઉપાયજ શો હતો? અહીં નાહક તે દીલથી બેદીલ અને બળેલો રહેતો હતો. ના તો તે જરને છુટથી હર હંમેશ જઇને મળી શકતો હતો, કે ના તો તે અહીં તેનાથી સમુળગો અલગ થઇ શકતો હતો, અને તેટલા થકી કાંઇ બી કરી એ લાંબે દુર દેસાવર તેણે જતો રેહવામાંજ ઘણી શાંણુ-પત પીછાંણી.

હવે એજ વિચાર તેનાં દીલમાં ઘર ઘાલી બેસી ગયો હતો, અને એજ ખ્યાલ કરતો તે એક સાંહજે દરયે કીનારે ફરતો હતો, તેવામાં તેનાં જીગરે એક મસ મોટો તેની છાતીમાં કુદકો મારયો! તે શું થયું?

જર ફરવા નીકળી હતી. તે બી એકલીજ હતી ને કીનારે સ્હેલ કરતી હતી, કે જયારે એક ઘડીમાં તેમની નજર એક થતાં બીજીજ પળે તે ઉતાવળી અને ઉમંગી તેના તરફ ધસી આવી.

તેઓ શેકહેન્ડ કરીને ઘણાં હેતથી મલ્યાં.

"તમો કાંહાં ફરોછ કે મુતલગ આવતા બી નથી ને મલતા બી નથી?" તેણીએ ઠપકાથી કહયું; "હું તો જાણું જે મારી રોજ ખબર લેશો ને રાખશો તે એવીજ રીતે કે! જસી બી રોજ પુછયા કરેછ. તમો કાંહાં રહેલા છેઓ?"

"હું તો આટલાંમાંજ રહેલો છેઉં, ને દુરથી ત્હારી ખબર રાખતો રહયોછ," નાદરે હસીને કહ્યું; "પણ એ ત્હારા

આએ શું હાલ કરી નાંખ્યાછ? કંઇ બીમાર ચાલેછ શું? પેલા કેમ છે?"

"તેવણ તો ઠીક છે; હવે તો થોડુંકમાં ફરતા હરતા બી થશે એમ લાગેછ. હાલમાં કાંહાં સીધારોછ?" તેણીએ પુછ્યું.

"હું તો સ્હેજ ફરવા નીકળેલો છેઉં," નાદરે જવાબ કરયો.

"ત્યારે તો આપરે જરા પેલી પથ્થરની પાલપર બેસ્યે," તે સુંદરીએ માંગી લીધું. "મારે ઘણી જરૂરની થોડીક વાતચીત કરી લેવાની છે."

નાદરે કાંઇક આનાકાની કરી.

"તમારી આનાકાંનીનો બાએસ હું સમજુંછ, વ્હાલા નાદર," તેણીએ કહયું; "તમો એટલા મેહેરબાન ને એવા ભલા છેઓ કે મારી પાક હોરમતની પાસબાની માટેજ એમ કરોછ તે બધું મને ખબર છે, ને તે તમારો સદગુણ હું ખરાં દીલથી વખાંણુંછ, પણ મારે માથે દુખનાં ઝાડ ઉગવાનાંજ બાકી છે, તો પછી હું તમારી નહીં તો બીજા કોણુની સલ્લાહની ઉમીદ કરૂં?"

આ માયાકુળ તકરારથી ભલો નાદર એકદમ માહાત થયો, અને છેલ્લે તેઓ જઇને જરની સુચવેલી તે બેઠક પર ગોઠવાયાં.

તેઓએ ત્યાં બેસીને ઘણી વાતચીત કરી.

"પેહલાં તો મને કેહો કે તમે હાલમાં શું કરોછ?" જરે અત્યંત દીલસોજીથી પુછ્યું.

"કંઇજ નહીં! હું શું કરી શકું? મને નોકરી કોણ આપે?"

"ત્યારે આવી હાલતમાં તમારો ગુજારો કેમ ચાલે?"

"તેજ મુસ્કીલ છે, વ્હાલી જર, ને તેથાં અત્રેથી મેં ચીન કે જાપાન જતો રેહવાનો નકકી કસ્દ કરેલો છે," નાદરે પ્રમાણીકપણે કહી દીધું.

તે સાંભળીને જર જવાબ કરી શકી નહીં. નાદરની હાય·વેળા અને એ ફરજયાત દેશવટાની વાતથી વીદીત થતાં તેની છાતી વિંધાઇ ગઇ.

"અવલ તો હું ધારતોતો કે મુંબાઇ જેવાં ભરચક શેહેરમાં માહરા જેવા એકને તેનું પેટ શું ભારી પડવાનું છે?—મગર મેં મારી ભુલ જોઇ લીધી,' નાદરે ઘણી લાગણી ને દીલગીરીથી કહ્યું. "મારા જેવા દામીજને કોઇ ટુકરો રોટલી નાંખવા બી રાજી થઇ શકતું નથી, ને ત્યારે મારૂં અતરે રેહવું બનીજ કેમ શકે?"

"ત્યારે તમો, તેથી, જતાજ રેહશો?" તેણીએ ગદગદ કંઠે પુછ્યું,—અને તેની તેજ ચરમો આંસુઓથી ભરાઇ ગઇ.

"બીજું ત્યારે હું શું કરૂં, વાહાલી?" તેણે લાગણીથી ને હેતથી તેનો હાથ પોતાના હાથમાં લઇ જવાબ કરયો,—અને તે પછી તે બંને ઘણોક વખત તક તો તદન ચુપ અને ગમખ્વાર બેસી રહયાં. બંનેની છાતી ભરાઇ આવેલી હતી.

"તે દાહાર પછી પોતાના એકરારના સંબંધમાં ત્હારા વરે કંઇ નવું કેહયું વારૂં? તે વાત કદી બી એણે ફરીથી કાહરીતી?" નાદરે અંતે ચુપકીદી તોડીને પુછ્યું.

"કોઇ દાહારે એક બોલ બી નહીં!" જરે કહયું. "હવે શું કરવા તે વાત કાહરે? ઉલટા તે વાસ્તે તો એવણ બીહી ધ્રુજી રહેલા દેખાએછ!"

"કાંએ ?"

"મને એમ દેખાએછ કે એવણે જે જે કીધુંચ તે પોતાની મરજીનું નહીં પણ એક બીજા મોટા દોજખીનાં દબાંણ ને ઉસ્કેરણીને લીધે કીધુંચ," જરે સમજાવ્યું. "તે મુવો કોઇ ઘણોજ ગલીચ, પાપી ને દોજખી છે."

આ તે અત્યંત ઉસ્કેરણીથી બોલતી હતી, ને નાદર તેથી ઘણો તાજુબ થયો. એવો તે એ બે માંથાંનો બદમાશ કોણ હતો ?

"તેનું નામ શું ?" નાદરે જુસ્સાથી પુછ્યું.

"ધનજી."

"તે બદમાશને ત્યારે મેં તારાં ઘેરમાં એક વખત આવતાં જોયોતો ખરો," નાદરે ગુસ્સાથી યાદ કરી જવાબ કરયો.

"મુવો ઘણોજ પાપી છે; મને ઘણી સતાવેછ."

"તુને ?"—અને નાદર ગુસ્સાની એક છલાંગ સમેત ખડો થયો !

"હા, પણ શાંત થાઓ, વ્હાલા; હમણાં તે અહીં થોરો છે જે તેની વાત ?" જરે હસીને કહ્યું; "તે તેને પાપે મરશે. મેં છેલ્લો મજબુત હરધુત કીધા પછી તેને ફરીથી જોયોજ નથી તેજ બસ છે."—અને, એમ છતાં, નાદરે મનથી તેજ ઘડીએ ગાંઠ વાળી મેલ્યો કે તે લુચ્છો જો કદીને હાથ આવે તો જરને સતાવવાની તેની દોજખી કોશેશની સજામાં તેને એક બી આખાં હાડકાં સાથે જતો મેલવો નહીં !

"તમો જસીને એક વખત હવે પાછા મલવા આવો તો સારૂં લાગશે,' જરા વારે જરે માંગી લીધું; "તેથી અરસપરસ ઘણા ખુલાસા બી થશે. તમો સધાવો તેની આગમચ એક વખત જરૂર આવી જાવો તો ઘણું સારૂં, નાદર ડીઅર."

"ત્હારી ભુલ છે, ઝવેર; મારૂં આવવાનું તેને ગમશે નહીં," નાદરે હેતથી સમજાવ્યું.

"તમારીજ ભુલ છે," જર બજીદ થઇ. "જરૂર ગમશે; કયારે આવશો? કાલે તો હું સહવારથી મારા બાવાજીને ઘેર જવાની છેઉં--"

"ત્યારે તો કાલેજ હું બપોર પછી આવી જવશ," નાદરે ચુકવ્યું; "તું નહીં હોએ ત્યારેજ એને મલવાનું વધારે ઠીક થઇ પડશે.—અને પછી મારાં અત્રેથી ચીન જવા આગમચ અહીંજ આપરે એક વખત પાછાં મલીને બધી બાકીની વાતચીત કરી લેઇશું."

આ ગોઠવણુ જરને બી ઘણી ગમી, ને તેથી તેજ મુજબ નક્કી કરી તેઓ એકમેકને અદબવંતાં હેતથી મલી ભેટીને છુટાં પડયાં, કે જયારે નાદર દીલની પ્રમાણીક ઉસ્કેરણીઓને આધીન તેનાં ઝલકતાં નિદાર પર વાંકો વળીને એક બોસો લેયા વના પણ, અલબત, રહી શકયો નહીં.

એકજ પળ—અને તે સીધાં સરોવરનાં ઝાડ જેવી સુંદરીને ઉતાવલે કદમે પોતાનાં બંગલા તરફનો રસ્તો લેતી જોઇ નાદર એક ઉંડા નિશ્વાસ સમેત ફરયો.—અને ત્યારે? અને ત્યારે પેલો માહા ખણુખોદયો ને ખુશામદયો ફરંગગોટલો ડા૦ ફરનેનડીસ તેની છેક લગોલગમાં, જોઇને પેટમાં દુખા આવે તે કીસમે, હસતો ઉભેલો હતો!

તે કમબખ્ત અહીં કયાંથી ને કયારે ફુટી નિકલ્યો? તે કયારેકનો એમ અત્રે તેઓની પુઠે છુપ્યો ઉભો રહી એ હેતવંતી મીલાકાતનું માંજણું જોતો ને તપાસતો હતો?

## પ્રકરણ ૧૩ મું.

ખુદાનું ધારયુંજ થાએ છે.—આદમી તો ફકત સરજતનો એક લાઇલાજ, લાજવાબ, બેતાકાત શિકાર છે.

નાદર અને જર જયારે હેરેમંદ જસીએ પોતાની ઘડીપલ હાલત વચ્ચે કરી દીધેલા એકરાર પછી જલદીજ પાછાં એક થવાની ઉમીદમાં ઉલટમંદ બન્યાં—જર જયારે તે વાહલા જવાંનને તેણીએ કરેલા શરમભરેલા ગેરઇનસાફ ને આપેલા અધરમી અપજશ માટે જાબજા પશેમાન થઇ, અને નાદર પોતે કેદથી રીહા થવા કેડે તુરતજ પાછો સુખી થઇ શકવાના હક ઇનસાફ માટે એકદમ હર્ખીત થયો, ત્યારે ખરેખર તો તે બે માંહેલાં એકને બી કૃર સરજત તેમની લાગણીઓ સાથે હાલમાં જે રમતગમત કરી રહી હતી તેનો સ્વપ્નો વટીક થયો નહીં. એટલામાટે પછીથી જયારે પેલા ડા૦ મનચેરશાહે આવીને પેલી મેર પાસો તમામ ઉલટાઇ જવાની ઓચંબાસરી કેફ્યત તે બે પ્યારાંઓને વીદીત કરી કહી સંભળાવી ત્યારે તેમને જે હદ વનાતું દુખ થયલું આપણે આગલ વાંચી આવ્યાં તે કેવળ સ્વભાવિકજ હતું.

અને એ પછી નાદર પાછો રવડી પડેલો પેલા ખણુ-ખોદયા ફીરંગી ડા૦ ફરનેનડીસની મદદથી જરનાં ઘરની લગોગલમાંજ થર પડી શકયો હતો તે આપણે યાદ કરશું તે ગોટલું નાદરને ગમતો ન હતો. તે ડાકટર કોઇને બી ગમે તેવો આસામી હતોજ નહીં. દેખીતો તે ચાપલુસીખોર, ખુશામદબાજ, ખણુખોદયો ને મોહતાજમંદ તેટલોજ લોભ્યો અને કમીનો એક તડાકે જોઇ શકાનો હતો. તેને પણ ડા૦ મનચેરશાહ પેઠ નાદર ને જરના સંબંધમાં એકાદ વેહેમ બરપા થઇ ચુકયો હતો,

જે તેની નાદર સાહની તમામ વાતચીત ને વર્તણુ ઉપરથી સ્પષ્ટ સહમજાતું હતું. એમ છતાં, તેજ બાજુએ કોઇ મી૦ અને મીસીસ ડોસાભાઇનાં મકાંનમાં, તેઓનાં પેટાંમાં, તેણે હાલ તો અભાગ્યા નાદરના ઉતારાની ગોઠવણ કરી આપી તે નાદર માટે ઘણું આવકારદાયક અને ગણીમત થઇ પડયું. એ તેને સવેલાની અને તદન નહીં ધારેલી સવલતા મલી ગઇ હતી.

વળી, આપણે યાદ કરશું કે, તે બંને ઉતારાનાં મુકાંમ ઉપર જવા પેહલાં હજી જરનાં ઘરના ઉંબરપરજ હતા તેવામાં પેલો મરવા સુતેલા જસીનો કોઇ એશકો ને તેટલોજ લુચ્છો દોસ્ત નામે ધનજી શરાફ, જસીની બીમારીનો લાભ લેઇ, જરને મલવા આવ્યો હતો, ને તેણીએ મલવા ના કેહવાડવાથી ઝાંકુ ખાધેલો ઘણો ફફડેલો તે ઘરમાંથી પાછો બાહેર પડયો હતો તે વખતે એ ડા૦ ગેપાંઉએ નાદરને તેની ઓલખ આપી દીધી હતી.

તે એશકો ભલા નાદરને જરા થઇને ગમ્યો ન હતો. તે દેખીતો કોઇ લટખટ ને લુચ્છોજ હતો. પાકજાદ જર જેવી એક તનોમન મધુરીને બરનો તે કોઇ સોબતીજ ન હતો એમ તે પોતે એક લેહજામાં જોઇ શકયો, ને જસીની બીમારી દરમ્યાંન જરે તેને એકલી મલવા સાફ ના કહી મોકલેલું જોઇ તેને સ્વભાવિક ઘણીજ ધીરજ આવી ગઇ હતી.

તે પછીની નાદરની તમામ શોકજનક સ્થિતી ફકત એકજ ચાલુ એસારાથી યાદ કરી લઇ શકાશે. જરની પાક હોરમતની પાસબાંની કરવાની તેને ફરજ થઇ પડવાને લીધે તે જસીને ઉંઘાડો પાડી પોતાને માંથેનો કાલો ટીલો ધોઇ કાંઢી શકવાને માટે કેવળ અશકત થઇ પડયો હતો, અને તેવી તેની અવદશા વચ્ચે તે કેઠે બી નોકરી મેળવી પેટ પુરૂં પેદા કરવા

માટે પણ તદનજ બેતાકાત પુરવાર થયો હતો. છેલ્લો તે કયાં નોકરી હતો તે નોકરીએથી કાંએ નીકળ્યો હતો એજ સર્વ કોઇ તેને સીધો સવાલ કરતા—અને અફ્સોસ, જવાબમાં ત્યારે તે કમનસીબ જવાંન શું કહી શકે?

એ અરસામાં તેનો એક દીવસે પોતાના મુરબ્બી શેઠ ખુદ સોહલી દાવર (જરના પીતા) જોડે નહીં ધારેલો મેલાપ થયો, ને તે શેઠયો તેને બજીદ થઇ પોતાની સાથે ઑફીસમાં લઇ ગયો. તે (નાદર) જેલમાં હતો તે વખતે પણ તેજ જાતની "ફૉરજરી"ની ભયંકાર અપરાધો ફરીથી પોતાની ઑફીસમાં થયલા તેણે પકડયા હતા, જેથી નાદરનાં બેગુનાહપણાં વિશે તેની બાતેનમાં તમામ ખાત્રી થઇ ચુકી હતી. હવે, તેથી, વાતચીત કરતાં ખરો અપરાધી કોણ હતો તે નાદરને ખબર હતું એમ જોતાંજ તે કરપીણ હુરેમંદનું નામ મેલવવા તે શેઠયો એકદમ ઉલટમાં આવી ગયો; પણ નાદર, આપણે આગલ વાંચ્યું તેમ, એકનો બે થયો નહીં. ઉપર અમોએ સમજાવેલા એકથી અનેક સબબોને લીધે તેણે તો તે ખરા અપરાધીનું નામ આપવા સાફ નાજ કહી, જેથી થયું એમ કે સોહલી શેઠ જે તેને માંથે મુરબ્બી થવા ખરાં દીલથી ખંતી, ખુશી ને તૈયાર હતો તેણે એકદમ ઘણો ગુસ્સે થઇ માથું ફેરવી તેને પાછો અનાથ એકલો બાહેર હાંકી મેલ્યો.

બીજા હાથ પર પેલો ધનજી નિર્દોશ જરની પુઠે પડેલો એક દિવસ જયારે તેણી પોતાના મા–જણ્યા ભાઇ બેજન સાથે બેસીને પોતાના ઓરડામાં વાત કરતી હતી ત્યારે, આપણે યાદ કરશું કે, નોકરની હડેલીને જરા ચીકાસ ચોપડી છેક તે રૂમમાં ઘુસી જવા પાંમ્યો. એ ઉપરથી તે બંનેની (જરને

તમામ અણગમતી) મીલાકાત થઇ, કે જે દરમ્યાંન જરનો ભાઇ બેજન મીસીસ સંજાના નામની પેલી કોઇ જવાંન અને ચેહરેનમુન વિધવાને વાસ્તેના પછાડામાં પડેલો હોવાની વાત તે હેમકે પાક બેહયાઇથી જાહેર કરી દીધી. આથી થયું એમ કે બેજનને જર આગલ ઘણું નબોજું લાગ્યું, ને તે લુચ્છો બીજા નવા કાંઇ ભાંગડા વાટે તે પેહલાં તે, તેથી, ત્યાંથી જતોજ રહયો—અને તે પછી શું થયું તે ચાલુ સીલસીલામાં સહજ યાદ કરી લેવાશે. તે જર પર હીચકારો હુમલો લઇ ગયો, અને જરે જયારે તેને બેહોરમતી સાથે ઘેરમાંથી બાહેર કઢાવાની ધમકી આપી ત્યારે નાદરને વાસ્તેના તેણીના પ્યારની અને નાદર નિર્દોશ હોવાની તમામ કેફયતની પોતાની પુખ્ત માહીતગારી કહી સંભળાવી તે અધમ બુરાએ તે માહબુબને તાજુબીમાં છેકજ છક અને આજેજ કરી મેલી. તેણીએ તો, એમ છતાં, તેને બેહોરમત કરયા વગર બી, આપણે જોયું તેમ, તે ને તેજ પલે તે ઘર છોડી જવાની ફરજ પાડી. ખરો પાપી જસી હતો ને નાદર નહીં હતો તે વાતની તેને ખબર હતી તેટલુંજ તે માહા મુજીને બેહોરમત નહીં કરવા થકીની જરને ફરજ પાડવા પુરતું અને બસ હતું.

પણ જરનું વળી એ એકજ દુખ ન હતું. તે એ બધાં દુખથી બીમાર થતી ચાલી ત્યારે દોજખી જસી તે નાદર માટેના તેણીના પ્યારના સબબે થતું માની લઇ જોઇતો ને પુરતો અદેખો થયો. તે જાણતો હતો કે તેનું તરકટ જર, નાદર અને ધનજી એમ એકી વારે ત્રણ ત્રણ જણ હવે જાણતાં હતાં. નાપેકાર ધનજીએજ તો તેની આ બધી ખરાબી કરી હતી! તેણેજ એ ભયંકર અપરાધો તેની કને પોતે

અલગો રહી કરાવ્યા હતા, અને તે છતાં તે (ધનજી) જો ચાહે તો વળી આજે તેને સપડાવી દેઈ શકે એવો બધો હીંગામ હતો. જસી, તેથી, એ બધી એવડી ત્રેવડી ફકરોએ ધ્રુજી ધપકી તેમજ બલીજલી રહેલો હતો.

એ દરમ્યાંન, મુંબઇમાં પોતાનું ટકુ નહીંજ ચાલવાને લીધે નાદરે હવે છેક ચીન જાપાન તરફ જતો રેહવાનો નિશ્ચય કર્યો, ને તેવામાં એક સાંહજે દરયે કિનારે તેનો જર સાથ તદન નહીં ધારેલો મીલાપ થઇ ગયો. તે મીલાકાત કેવળ દુખભરી હતી. નાદરને ફરજ્યાત દેશવટો લેવો પડનાર હતો એમ જાણવાથી જર ઘણીજ દુખી થઇ. વળી તેણીએ નીચ ધનજીની સતાવણીઓની નાદર આગળ ફરયાદ કરી, જેથી તે વ્હાલો જવાંન બી કાંઇ ઓછો દુખી થયો કે કમ ઉસ્કેરાયો નહીં અંતે જરે જસીને મળીને પછીજ જાપાન જવાનું તેની પાસે વચન લીધું. તે વળતે દીવસે પોતાને મહીરે જવાની હતી તેજ દાહડે જસીને તેણે એકાંતમાં મલવાનું તેઓએ એકમતથી નક્કી કરયું, ને છુટાં પડતાં નાદર તે પવિત્ર રૂખસારોપર એક બોસો લીધા વના રહી શકયો નહીં;—કે જયારે;તે વ્હાલી ચાલી જવા પછી તે પાછો ફરયો તો તેની છેક લગોલગમાં, આપણે અગલાં પ્રકરણની આખેરીમાં વાંચ્યું તેમ, પેલો ખણખોદયો ડા૰ ફરનાનડીસ, જોઇને પેટમાં દુખી આવે તે કીસમે, હસતો ઉભો હતો!

તે કયારેકનો ઉભો હતો? તે આ બે હેતવંતાં વ્હાલાંઓની મીલાકાતનું માંજણું કયારેકનો એમ છુપો જોતો ને તપાસતો ઉભો હશે?

"બિચારાં મીસીસ જમશેદજી ઘણાં બીમાર જેવાં દેખાંએછ,—નહીં?" તે કમીના ફીરંગીએ નાદર રૂબરૂ થઇ

જતાં ફીકકું અને ફ્જેત જેવું હસીને કહયું.

નાદર ખફા થયો. તેને આ ખણખોદયાં ગોટલાંની એ માંથુમાર રીત જરા ગમી નહીં. તે જાંણે તેઓના બોલાની પેઠે તેમની પુઠે પડયો હતો. તે એ બેઉ વચ્ચેનો એખલાસ તમામ પામી ગયો હતો એ તો દીસ્તુંજ હતું, ને હાલમાં બી તે, જાણે જમીનમાંથી ફુટી નીકળ્યો હોએ તેમ, જરનાં ગયા પછી તેમની વાતમાં નાક ખોસતો વચ્ચે પડયો તેથી નાદર અલબત ખફા થયો. તેણે તે ઉપરથી તેને પાધરો જવાબ કરયો નહીં, અને "તમે તમારૂં કામ કરો, ડાકટર!" એટલુંજ કહી તે ઉતાવળમાં ત્યાંથી ચાલી જવા ગયો; પણ તેને તે ટોપસે રોકયો. "આજે હું બપોરે તમારે ઘેર ગયોતો," તેણે નમનતાઇના દેખાવથી કહયું. "હું તો સેહેજ તમોને મલવા ગીયલો, પણ તમે ઘેરમાં ઉતા નહીં ને તમારાં ઘેરવાળાંઓ તમારી આતુરતાથી રાહ જોતાંતાં."

"કેમ?"

"તમારે નામનું કાંઇ તાકીદનું કાગળ આવેલું છે," તેણે ખબર આપી. "ઉપર "અરજંટ" લખેલું છે, ને તે લોકોને કંઇ ખબર નહીં કે તમે કાંહાં હોશો!"

"ઠેંક યુ, ત્યારે હું હમણાં ઘેરજ જવશ,"—નાદરે જવાબ કરયો,—ને તે ચાપલુસીખોર ગેપાંઉ તેને વધારે રોકે, વાત કરાવે અથવા કશું બી નવું પુછે તે પેહલાં તે ત્યાંથી ઉતાવળે ચાલતોજ થયો.

તે તાજુબ થતો ચાલ્યો. તેનાપર "અરજંટ" કાગળ કોણનું ને કયાંથી આવેલું હોવું જોઇએ? શું સેહેંકડો ઠેકાંણે નોકરીની ઉમેદવારીમાં અરજીઓ લખી વાલી હતી તે માંહેલી

કોઇ એકાદનો તે જવાબ હશે? તેને લાગ્યું કે એમજ હોવું જોઇએ, ને તેથી થયલી ઉશ્કેરણી ને ખુશાલીના આવેશમાં તે ભુલીજ ગયો કે તે તો જાપાન ઉપડી જવાનો નકકી ઠરાવ બી પણ કરી ચુકયો હતો!

ઘરે પુગ્યા પછી તે ઉતાવલે પોતાના ઓરડામાં જવા ગયો, પણ તેને જોતાંજ તેની ઘરવાલી—મીસીસ ડોસાભાઇ—તે કાગળ લઇને સામી દોડી આવી.“ સારૂં થયું તમે વેહલાજ આયા તો, મી૦ નાદરશાહ,” તેણીએ કહયું; “આએ તમારૂં કંઇ ‘અરજંટ’ કાગળ આવેલું છે. સહવારથી મારી પાસ પડી રેહયુંછ,”

નાદરે ટૂંકુ યુ કરીને તે કાગળ લીધો. તે લઇને ઉલટમંદ રવેસે તે પોતાના ઓરડામાં ગયો, જયાં તે મોટાં પરબીડાંમાં અત્યાર તુલક પેક પડેલો દસ્તાવેજ તેણે ખુલ્યો ને વાંચ્યો. તે કોઇ ઇંગ્રેજ સોલીસીટરો તરફથી આવ્યો હતો. તે આ રહયો:—

**પ્યારા સાહેબ,—**

તમો તસ્દી લઇ અમોને તુરત મળી જશો. તમારા કાકા તે પીનાંગની જાણીતી પારસી વેપારી પેહડીનાં વડા મી૦ બેહેરાંમજી મોદી જે નાવારેસ ત્યાં બેહેસ્તમુકામ થયા છે તેવણુની તમામ માયા પુંજી અને કુલે અસકેયામતનાં તમો એકલા વારેસ નકકી થયા છો. આપ સાહેબ અમને મળશો ત્યારે વધારે ખુલાસાથી વાત કરીશું. હાલ એજ અરજ.

લી૦ તમારા વિશ્વાસુ,

**વાલસન અને ગ્રે,**

હાઇ કોર્ટના સોલીસીટરો.”

તે કાગળ નાદરના હાથોમાંથી નીચે જમીનપર સરી પડયો! કલાકો તક તે પછી તે આ નવાં ને નહીં ધારેલાં પોતાનાં સુભાગ્યપર ઘોર કરતો બેસી રહયો. શું આ નસીબનાં નખરાં નહીં હતાં? શું નસીબ અને સરજત તે જાંણે એક રમવાનું રમકડું હોએ તેમ તેનાસે અને તેની લાગણીઓ સાથે ઉપરાસાપરી રમત કરતાં ન હતાં? તેઓ જાણે એક વખત તેને રમાડતાં ને વળી બીજી વખત રડાવતાં હતાં!

તે કેદમાંથી નીકળ્યો ત્યારથીં એમજ થતું હતું. જસીના ગલીચ એકરાર પછીથી તે જયારે જરને પોતાની કરી પાછો સુખી થઇ શકવાની ઠીકે પોંહોંચ્યો તેવામાં જસીની જીંદગીનો જોખમ મટી જવાના સમાચાર આવ્યા. વળી તે પછી તે નોકરી વના હારેલો મારેલો છેકજ નાઉમેદ થઇ ચુકયો હતો તેવામાં સોહલી શેઠ સાથ તેનો મીલાપ થયો, ને તેઓ મુરબી-ગીરીથી જરૂર તેને માંથે થશેજ એવો નકકી ભરૂસો તેની છાતીમાં સજીવન થવાથી તે જયારે પુરતો ઉલ્લટમંદ બન્યો ત્યારેજ તે ડોસાએ બી નારાજ થઇ ગુસ્સામાં તેને હરકાટીને હાંકી મેલ્યો; અને હાલમાં હવે છેકજ ટુંટેલાં જીગરે જયારે પોતાનું પેટ પુરતું ખોલી ખાવા તે કોઇ ચીન જાપાન જેવા દુરદરાજ ને અજાણ્યા મુલકમાં જવાનું નકકી કરી રહયો તેવામાં વળી આ સ્વપ્ને વની નહીં રાખેલાં સુભાગ્યના સારા સુખકારક સમાચાર લખાઇ આવ્યા!!

મગર એ બી તેની મજાક જેવુંજ હતું. તેને હવે એટલા બધા પૈસા ખપનાજ શા હતા? તે મુઠડી અનાજ ખાઇ નહીં શકે તેને ખુદાએ ટીપરીએ નહી પણ પાયલીએ ભરી ભરીને આપી દીધું, ને તે છતાં તે હતો તો કલંકીત! તેના પૈસા કાંઇ

તે જે ત્રણ વરસની કેદની નામોશી ભોગવી આવ્યો હતો તે કાલી ટીલી ધોઇ કાઢી શકવાનો હતો? તેણે એટલા બધા બેશુમાર પૈસાનું કરવું તે શું?

પણ તેને લાગ્યું કે કાંઇ નહીં તો કાંઇ નહીં ને કાંઇ બી ભલુંજ એ પૈસાના પ્રતાપ વડે તે કરી શકશે. જસી દેખીતી રીતે પૈસાનો તંગ હતો, ને તેથીજ તો આવાં અઘોર કરમો કરયો જતો હતો;—તેને તરત લાગ્યું કે પેલો કમીનો ધનજી તેને પૈસા ધીરી ધીરીનેજ પોતાના કાબુમાં રાખતો અને એ બધી ખરાબીઓ કરાવતો હોવો જોઇએ, અને ત્યારે એજ પૈસાથી જસીને મદદ કરી સુધારીને તે શું વ્હાલી જરનો શીહા સંસાર હજી બી પાછો સુખી નહીં કરી શકે? ખચીત, ભલાઇના એ બધા સુખભર્યા ખ્યાલો ને ગણત્રીઓથી ભલી મનસનીના તે ખરા લાયક જવાંનને અતી ઘણો સખ્યારો હાંસલ થયો!

## પ્રકરણ ૧૪ મું.

તે એ તેના મરનાર લક્ષાધીસ કાકા બેહેરાંમજી મોદીને ફકત નામે સારી રવેસે પીછાંણતો હતો. તે તેનો અતલગ બેસી—સગો કાકોજ થતો હતો, કે જે વરસો થકી વેપાર બોહળો જમાવીને પૈસા પેદા કરેતો—બલ્કે સદા પૈસામાંજ પોખાનો ને પૈસામાં આલેટતો ચીન ખાતે પડયો રહયો હતો. તેને કાઇ બી સગાંવાહલાં સાથે મુતલગ બનાવ ન હતો. તે પોતાનાં તમામ કુટુંબથી અલગ ને વરસોનાંવરસોનો બેવાર-નીવાર હતો. અફવા તો એમ બી ઉડતી આવી હતી કે તે વટલી ગયલો હતો, અને બુલંદ જરથોસ્ની મહજબ તે અકકલનાં

બારદાંને તરક કર્યો હતો, જેથી ખરેખર તો એવી જીંદગીએ તે જીવતો હસ્તીમાં હોવા છતાં નીસ્તીમાં ગરક ગયો હોય તેમજ વરસોનાંવરસો થકી તે આ તરફ વીસરાઇ ગયલો ને ભુલાઇ ચુકેલો હતો!

તેના પૈસા એજ તેની એકનીએક સીફારસ હતી, પણ તે બી જ્યારે તે પરજાતનેજ ખવાડવા પડયો હતો ત્યારે આએ તરફનાં સગાંવાહલાં જે કોઇ જુજવી હતાં તેઓએ સખ્ત નાચારીના એક ઠંડા નીશ્વાસ સાથે તેને સદાનો છોડી આપ્યો હતો. તે છેક છોકરવન ઉંમરે અત્રેથી ગયલો હતો, ને હાલ ઘણી વખ્ધ વગે બેહેસ્તમુકામ પામ્યો હતો, એટલે તેનાં નામનો મજકુર સોલીસીટરોનો કાગળ જયારે નાદરને મળ્યો ત્યારે ને ત્યારેજ તેની એ વ્હાલા જવાંનને યાદ થઇ, અને તેથી તેની તે બાએની અજાયગી બ્યાંન કરવા થકી અધીક સ્હેલથી કલ્પી લઇ શકાશે.

તે એ પછી તુરત જઇને તે સોલીસીટરોને તેમની ઓક-લેનની ઑપીસમાં મલી આવ્યો, અને મરનાર વીલ વગર મરણ પાંમેલો પુરવાર ને જાહીર થવાથી તે પોતેજ તેની તમામ દોલતનો એકલો ને હકદાર વારસ હતો તે બાએની સતાવાર સાહદતો ને બાતમીઓ જોઇ તપાસી તેમજ વાંચી આવ્યો. તેને કેહેવામાં આવ્યું કે ચોકકસ દસ્તાવેજો પર ત્યાંની સરકાર રૂબરૂ સહી કરવા તેણે જાતે ઠેઠ પીનાગ જવુંજ પડશે.

એ પછી વળતે દીવસે, જર સાથ કરેલા કરાર ને ઠરાવ મુજબ, તે બપોર પછી જસીને બંગલે તેને મલવા ગયો. તે છેલ્લો બંદીખાનેથી નીકળવા પછી બીજેજ દીવસે ત્યાં આવીયો હતો ત્યારકેડે ફરીથી કદી આવ્યોજ ન હતો, ને હાલમાં તે ખુશી

હતો કે જર આજે ઘરમાં મલનાર ન હતી. તે હોતે તો તે પોતે સ્વસ્થ મને અને સમાધાન રવેસે જેમ ચાહતો હતો તેમ જસીને અલબત મલી શકતે નહીં. બેશક તે દલ્લો મલવાની પોતાનાં નવાં ને નહીં ધારેલાં મોટાં સુભાગ્યની વધાઇ જસ્ને કહી દેવાને તે અતીઘણો ઉલટમંદ ને આતુર હતો, મગર તેને સુઝ્યારો હતો કે મોડે વેહલે તે ખુશીના સમાચાર પોતાની તરફથી અથવા તો કોઇ આસપાસનાં સાંધણો મારફતે તે જાંણ્યા વના રેહવાની નથી.

તેને એક નોકરે વગર આનાકાંનીએ તે દરદીના ઓરડામાં દાખલ કર્યો, જે ઉપરથી તેણે માની લીધું કે સુંદર જર તેના મેલાપની બંદોબસ્તી ને ગોઠવણ કરીનેજ બાહેર મયલી હોવી જોઇએ. તે, તેથી તેને લઇ જવામાં આવ્યો તેમ, સીધો પાધરો જસીના ઓરડામાંજ ચાલ્યો ગયો.

ત્યાં તે બીમાર ટકયાઓના ઢગ .વચ્ચે એક મોટી આમચેરમાં પડેલો હતો. તેનાં દીલમાં ખ્યાન ન હતું. ફકત સદરા ને ગંજીમાં તે બારી આગલ ખુરસી ખેંચાવી સામેના દરયા પર નજર ટીકતો ઓઢી પેઠીને પડેલો હતો.

તે ખફા થયલો દેખાયો. તેને નાદર મલવા આવ્યો તે જરા થઇને ગમેલું જણાયું નહીં. તે તેને જોતાંજ ચોંકયો ને તરત મોહું કુમલાવ્યું,—ને નાદર એ મામલો જોઇ મનથી બહુજ ખંચાયો.

"ઓહ્લો જસી," એમ છતાં એ તેની ઇતરાજી જાંણે તેણે જોઇજ ન હોએ તે રવેસે ખુશાલ, શેકહેન્ડમાં લંબાવેલા હાથ સાથે, નાદરે આગલ ધસી જતાં કહ્યું, કે જયારે ખરેખર તો તે હાથ વટીક જોયોજ નહીં હોએ તેમ લુચ્ચા જસીએ

શેકહેન્ડમાં પાછો હાથ આપવાના ચોખ્ખા અખાડાજ કર્યા !—
"ઓહ્લો જસી, તું કેમ છે ? તું હવે સારી પેઠે તો છે ? તારી તબ્યત સુધરતી ચાલેછ એમ જાંણી હું ઘણોજ ખુશી છેઉં."

જસીએ તેના ભણી ઘુરકીને જોયું. તે જે કેહતો હતો તે એ બાંગર બીમાર દેખીતી રીતે માનતો ન હતો. તે પોતાનાં મનને પુછતો કે તે ખુશી કેમ હોએ ? તે તો સાંમો તેનાં આથરાંમીઠાંમાં હોવો જોઇએ— તે તો તેનાં મરણુનીજ સરબસર આરજુ કરતા હોવો જોઇએ; તે તેનાં સાજે થવાથી ખુશી થયો હોએ એ શું બનવા ને માનવા જોગ હતું ? તે તુચ્છકારથી હસ્યો.

"હું હમણાં કોઇને મલતો કે કોઇની બી સાથ વાત કરતો નથી," તેણે તે પછી તીખાસથીજ કહયું. "હું તમોને બી મલવા ખુશી નથી. તમોને અંદર મારી આગલ કોણે મોકલ્યા ?"

"કાંએ, તુંને જરે હું અત્રે આજે તને મળવા આવવાનો છઉં એમ કહયું તું કેની ?" નાદરે આ અણુઘટતા આવકાર માટે અત્યંત તાજુબ થતાં પુછયું.

"ઓ, ત્યારે તું જરને મળતો ભેટનો બી છે ખરો ?" તેણે સરપ જેવા સણુસણુાટથી કહયું; "પણુ હા, વળી એમાં મારે તાજુબ તે કેવું થવાનું ને પુછવાનું તે કેવું ? તમે બેઉ નાલાયકો અલબત રોજ મળતાં હોશો, ને મારાં મોહોતની આરજુ ને ગણુત્રીઓ કરતાં હોશો !" —અને તે વધારે મોટા ધીકકારનું હસ્યો.

નાદર તો દંગ થઇ ગયો ! આ હેમક વાત કરતો હતો કે વાલ ફાકતો હતો ?

"ત્હારે શરમાવું જોઇએ એવું બોલતાં," તેણે પછીથી

પોતાનાં મનનું સમાધાન કરી લઇ ગગડાટ કરગો.—અને પ્રમાણીક ગુસ્સામાં લાલ થયલો નાદરનો તેજસ્વિ મુખડો જોતાં તે કાયર કમીનો લગાર થથરી ગયો. "તું સીફ઼ દીવાંનો થઇ ગએલા હોવો જોઇએ;" તેણે જારી રાખ્યું. "હેમક, એવાં ગલીચ અનુમાનોથી ત્હારા અઝીમ ગુન્હા વધાર્યો ના જા. અમે કદી બી મલતાંજ નથી ને મળ્યાંજ નથી. ફક્ત ગઇ કાલે અચણુચ એકજ વખત ને અકસ્માતથી રસ્તામાં અમે મળી ગયાંતાં. તેં તે દાહરે અમોને એકઠાં મેળવ્યાં ને કસમો આપ્યા તે દાહરેથી—"

"હો—હો—હો, હા, હા, હા," લુચ્ચા જસીએ પેતરા કરયા; "મને યાદ આવ્યું. તે દાહરે મને પવનની ઝુમ જબરી ચહરેલી ઉતી, ને તેથી તે ઝુમમાં ને ઝુમમાં હું ઘણું ફાટું ફાટું બોલ્યોતો ને મેં ઘણું ઘેલું ગાડું કરયુંથું. તે હવે ભુલીજ જજે."

કેવો નીચ! કેવો મતલબનો ગુલાંમ તે! મગર વ્હાલી જરને ખાતર નાદર હજી બી લોહીનો ગોટ ગળી ગયો.

"હું ભુલીજ જાઉં?" નાદરે તુચ્છકારથી કહયું; "શું—કે તહારા કરપીણ કરમોનો મને નીર્દોશને જીમેદાર બનાવી તેં મને ત્રણ ત્રણ વરસો તક બંદીખાને સબરાવાનું નેહેસ્ત કરપીણ-પણું કીધું તે? તેં પછીથી પોતાને મરતો માની મારી ચાહીને અમોને એકઠાં કીધાં તે? ધીકકાર છે તને!"

જસી એ સાંભળતાં પાંણી પાંણી થઇ ગયો.

તેણે બાજુમાંની ટેબલ પર તઇયાર ભરી મુકેલું પાણીનું તંબલર ઉપાડયું, ને તે એકી ટાંસે એકજ મોટા ગોટમાં ગટગટાવી ગયો.

"હું જાંણુનોતોજ," તેણે તે પછી કહ્યું; "તું બી મોરે વેહલે મને એમ એ સારૂ ચીરવા આવશે તે વાસ્તે મારી

આત્રીજ ઉની!"

"એટલે?"

"એટલે કે મારી દીવાન્યત વચ્ચે મેં જે ભેદ ત્હારી આગળ કહી દીધો છે તેના અવેજમાં મારે ત્હારાં કપાલમાં કંઇ નહીં ને કંઇ બી દામ દેવો તો જોઇશેજ;—એમજ કેની?" તેણે કહ્યું; "બોલ, મારી સલાંમતી વાસ્તે તારી ચુપકી ખરીદી લેવા મારે કેટલુંક ઝાંસવું જોઇશે?"

"એવી બધી હરાંમ વાસના તુંને ને તારા કમીના દોસ્ત ધનજી શરાફનેજ મુબારક!" તેણે મોટા ધિકકારથી કહયું; "હું તો સાંઓ તે માહા મુજીના બસથી તુંને બચાવા મારી ગીરોની મદદ કરવા આયોછ!"

જસી એ સાંભળતાં હદ વનાનો તાજુબ થયલો દેખાયો. તે શંકાશીલ ને ધચુપચુ થયો. આદમીઓમાં એટલી બધી ફિરેસ્તાઇ હદ સુધીની ભલાઇ પેદા થઇ શકે એ તે જાંણે માનીજ ન શકયો. તે હેમક ખુદ પોતાનાંજ ધોરણે આખી દુન્યાનું તોળ ને માપ કરતો હતો!

મગર સચ્ચાઇ અને ખરાપણું તેણે નાદરની દરેક હીલ-ચાલમાં પ્રત્યક્ષ જોયું, ને ત્યારે હેસાંનથી નાદરને મળતોજ થઇ જવા એકાદ પલ તેને મન થયું; પણ પછી વળી તરત તેને જરની યાદ આવી. તે મળી જતાં નાદર ઘરમાં વખતો આવતો જતો થાએ, ને ત્યારે જર તો તેનેજ ચાહવાની એ ખ્યાલ થતાં શતરૂવટનો સેહેતાંન તેની છાતીમાં પાછો એકદમ તુફાંણુ મચાવી રહયો, જેથી એ બધા તરંગો એક તડાકે કરી લેઇ તેણે મોટા તુચ્છકારથી કહયું, "ત્હારી મદદ રાખ ત્હારીજ પાસે! તે મને જોઇતી નથી. ધનજીના હાથમાં હું પુરનો

સલામત છેઉં."

"તું એવા એક હેરેમંદના હાથમાં કશીજ રીતે સલામત નથી," નાદરે હજી નાંખતી કરીને આગ્રહ સાથે સમજાવ્યું. "તું મને ત્હારો દોસ્ત બનાવ, અને—"

"અને તું મારી જરને મારી સાંખે બેવફા બનાવે—એમજ કેની?" તે કમીનાએ હવે એક દીવાનાનીજ અદાથી ધીરજ ખોહી દઇ ખુરસીમાં ઉછળી બેસતાં ને ચીસ પાડતાં કહ્યું, "ચાલ્યો જા! ચાલ્યો જા અહીંથી, ને તું ત્હારી સંભાળમાં રેહજે. હું જાંણુંછ કે એ કસકુનમ મને નહીં ને તુંનેજ ચાહેછ, પણ જો મને માલમ પડયુંછ કે તમે બેઉ મળતાં ભેટતાં છેઓ તો સત ધરમથી જાંણજે કે હું તમો બેઉને તે ને તે દાહરે છરી મારશ."—અને એમ કેહતાં તેણે પાસેની ટેબલપરથી ખરેખર એક મોટી છુરી ઉપાડી, અને તે ઉડીને નાદરને વળગી પડયો!

તે હદ વનાનો ઉસ્કેરાયલો હતો,—સરબસર દીવાંનોજ બની ગયલો હતો, અને તેણે એ છેલ્લું બોલવાનાં ઝનુન સમેત હાથમાંની છુરી સાથે નાદરનો ટોટો વટીક પકડયો; પણ નાદરે તે બેતાકાત બીમારને બીજીજ પળે એક નરમ હડસેલો મારી તેની ખુરસીમાં પાછો નાખી દીધો. તે પછી તેને ખુરસીમાં એક હાથે દાબેલો રાખી તેણે બીજા હાથે છરી ઝુંટાવી લીધી—કે તેજ પળે એતેફાક બારણું ઉઘડયું, ને તરત "ઓ નાદર, નાદર, એ શું છે? એ શું કરોછ?" એમ પુકારતી જર અંદર ધસી આવી. વળી અધુરામાં પુરૂં—તેની પુઠે તેણીનો બાપ સોહલી શેઠ પણ હતો!

તેઓ બંને છેક કટોકટ વખતે આવ્યાં હતાં, કેમજે

તેઓએ આવતાં સાથે જે જોયું તે એજ હતું કે બીમાર જસીને ખુરસીમાં એક હાથે દાબી દેઈ બીજે હાથે નાદર તેના સાંમે એક મોટી છુરી ઉગામી તેના ઉપર વાંકો વળ્યો હતો!! તે શું તે બીમારનું ખુંન કરતો હતો?

"તું શું એનું ખુંન કરતોથો, દુકતા?" ત્યાં સોહલી શેઠે એકદમ આગલ પડી ભારે તાજુબીના ગભરાતમાં ગગડાટ કર્યો—"બસ, બચાવમાં કંઇજ બોલતો ના! અમે બારણું ઉંધાડતાં આંખોઆંખ બધો મામલો જોઇ લીધેલો છે. લ્યાનત છે તારાપર. એકદમ કાલું કર ત્હારૂં અમારાં ઘેરમાંથી!"

"સાહેબ, સાહેબ, તમે મને ગેરઇનસાફ કરોછો," નાદરે પેહલાં એકાદ પળ દબાઇ જવા કેડે મનનું સમાધાન મેલવી લેતાં પછીથી તરતજ મોટા દમામદાર ગુસ્સાથી કહ્યું, કે જ્યારે જસી તો એમથી તેમ આંખો ફેરવી ફકત એક ઘેલા દીવાનાનીજ ક્રોસમથી આસપાસ જોઇ રહયો હતો.

"તું અહીં શું કરવા આયો હતો?" સોહલી શેઠે તીખાસથી પુછ્યું.

"હું આએ જસી સાથે કંઇ વાતચીત કરવા આવ્યો હતો."

"શું?"

"તે હું ખુલાસો કરીને કહી શકતો નથી,"—નાદરે કહ્યું, કેમજે તેજ વખતે જસે વિનંતી સાથનો એક આંખનો પલકારો આપી જસીને ઉંધાડો નહીં પાડવા તેના કને એક વાર ફરીને માંગી લીધું!

"ત્યારે હું એક હરફ બી ત્હારો સાચો માનવાનો નથી," સોહલી શેઠે ચુકવ્યું; "મેં જે આંખોઆંખ જોયુંછ તેજ ઘણું છે. ચાલ, ચાલતી પકર, ને ખબરદાર જો ફરી કદી આએ

ઘેરમાં પગ બી મુકયોછ તો !"—અને કમનસીબ નાદર ખસ્યાણો, ઉદાસ, ફરીને એક અપરાધીનીજ હડધુત ને નામોશી સાથે નીચી નજરે ને દર્દમંદ દીલે તે ઘરમાંથી બાહેર પડયો.

## પ્રકરણ ૧૫ મુ.

ભલાંની દુન્યાજ નથી ! આ દોરંગી દુન્યામાં ભલાઇની કદરજ નથી. ભલાં ને સાચાં બાજે વખત જે ખમે છે તેવું ખમવાનો વારો કાંઇ બધાંનેજ આવતો નથી. જેઓ લાજ મુકે છે તેઓ રાજ કરવા જેવી મોજમાં મહાલતાં રહે છે, અને જેઓ સાબુત યકીન, ખરી નિતી ને પાક દયાનતદારીથી સઘળાનું ભલું વાંચવા ને ભલું કરવાનીજ આસ્થાથી જીવે છે તેઓને સૌ કોઇ કચડીને ચાલવા તઇયાર થાએ છે, ને તેવાં પ્રમાણીકો ભલાઇની ભોલાઇમાં જે બી કરે છે તેમાં માહાત થાએ છે ને પાછાંજ પડે છે ! એ કુદરતનું કરતવ્ય અજબ જેવું છે મગર કેવળ ખરૂં છે. અને વળી અનુભવસિદ્ધ છે.—મગર આપણે આપણી વારતાથી વેગળાં ગયાં.

બાર મહીના વહી ગયા. ભલો નાદર દયાથી દોરવાઇને ચંડાળ જસીને મદદ થવા ગયો, ને પરીણામમાં હદ વનાનો પશેમાન અને હડધુત થઇને તે ઘરમાંથી બાહર પડયો તે વાતપર એક આખું વરસ ગબડી ગયું. તે એ ગરબડ થવા પછીનાં એકજ અઠવાડયાંમાં પોતાના મરનાર કાકાનો વારસો કબજે કરવા પીનાંગ ઉપડી ગયો હતો, અને ત્યાં એ કામકાજની રોકાંણો તેના ધારવા કરતાં વધારે નિકળી, જેનાં પરીણામમાં તેને એક આખું વરસ ત્યાંજ ગુજારવું થયું હતું.

તે, તેથી, નારાજ ન હતો. તેને તો ઓર એજ જોઇતું ને

એજ ગમતું હતું. તે જરના પ્યારથી ને જરનાં ઘરથી જાંણે ધરાઇ ભરાઇ ગયો હતો, માટે જુદાઇનું આ એક આખું વરસ—એક જમાનો—તેને આગલ પેરે સંતાપી શકે એમ ન હતું.

તે, તેથી, બાર મહીના ગુજરવા બાદ જયારે પાછો મુંબાઇનાં બંદર પર આવી ઉતર્યો ત્યારે, જોઇ શકાય એમ હતું કે, તે આગલો નાદર નહી હતો. તેનો ઠાઠ ને તેનું તેજ હવે કાંઇ વળી ઓર હતું. તે આગળ પેઠે હવે કમરમાંથી વળેલો—નાચારીની અદાનો નહીં. પણ સીધો ને ગરદનકશી ચાલતો હતો. પેલાં બંદીખાનાંની નામોશી ને ગમી તેનાં તન પર ઘેરો નાંખી રહેલી હવે તમામ નાબુદ થયલી નજરે આવતી હતી. તે બાંધામાં બી વધારે મજબુત ને કદાવર થયો હતો, ને તેના ચેહેરાની ચમક તમામ તનદરોસ્તી ને આશુદગીનીજ ગુવાહી આપતી રહી હતી.

તે પાધરો મી૦ અને મીસીસ ડોસાભાઇવાલા પોતાના ગરીબ ઉતારામાંજ ગયો. આપણે યાદ કરશું કે તેણે મુંબાઇથી જવા પેહેલાં ત્યાંજ પોતાનું ઘર વસાવ્યું હતું, ને પાછળથી જુઝવી ફરનીચર વિગેરે ખરીદી તે ત્યાંજ થર પડયો હતો. તે અત્રેથી ગયો ત્યારે છ મહીનાનું ભાડું આંગપર ભરી ગયો હતો, અને પાછલા છ મહીનાનું ભાડુ પીનાંગથી તેજ મુજબ આંગપર મોકલી આપીને તેણે તુરત વેલા એ મકાનનો પોતાનો કબ્જો અત્યાર તક ચાલુજ રાખ્યો હતો.

તે, તેથી, ઉતર્યો તેવો ત્યાંજ ગયો, ને તેને પાછો ફરેલો જોઇ તે ઘરવાલાં વર બૈયર બેશક રાજી થયાં. તેઓને તેનાં ફરેલાં નસીબ ને નવાં સુભાગ્યની વાત કંઇ ખબર ન હતી,

પણ તે આંગપર ભાડું તોલ્યો જતો હતો ને ભલો ને નમાનો હતો તેથી તેમને તે વધતો ગમ્યો હતો. અલબત, પેહલી હરોલમાં જ્યારે તે હાથે પગે તેમને ત્યાં ભાડુત રેહવા આવ્યો ત્યારે તેઓ તેને માટે કાંઇ સારૂં અનુમાન કરી શકયાં ન હતાં, પણ પાછળથી જેમ જેમ સહવાસ પડતો ગયો તેમ તેમ નાદર મોદીનાં ગ્રહસ્થપણાં માટે તેઓનું મત ફેરવાતું ગયું, ને વરસ એકનું આંગપર ભાડું ઓરડો તેમને પોતાનેજ વાપરવા દેઇને તે ઝટયો ગયો ત્યારે તો તે તમામ બીલોરના કાચનોજ પુરવાર થયો!

ત્યાં તેની ગેરહાજરીમાં તેને નામનાં ઘણાંક કાગળો આવેલાં ને એકઠાં થયલાં હતાં, જેમાં એક તેણે તરત જોયું કે વ્હાલી જરના પ્યારા હરફોનું કવર હતું, તેણે તેજ, તેથી, સૌથી પેહલે ઉખેડયું ને વાંચ્યું તે આ મુજબ હતું :—

**મારા વ્હાલા ભાઈ નાદર,**

તમે તો મને વિસારીજ દીધી? તે દાહરે મારા બાવાજીએ તમોને હરધુત કીધા તે વાતનો બધો ભેદ પછીથી મેં જાણ્યો છે, ને મારૂં જીવતર તમારે સારૂ બલીજલીને ખાખરાખ થઇ જાએ છે. મારી હાલત તો તદન સુડી વચ્ચે સોપારી જેવી થઇ પરી છે. હું તમો વ્હાલા ભાઇનું નિર્દોશપણું હીંમતથી પપાને કહી શકતી નથી, ને મારી હાલત મારા નાલાયક ભરથાર સાથ દનપરદન તદનજ કફોડી થતી ચાલી છે. હું તમોને તેથી જરૂર જરા વાર મલવા માંગું છું. મલીને વાત કરૂં તો મારી ઉભાતી છાતીને જરા ખુલાસો તો મલે? તમારા વગર મારૂં બીજું કોણ છે? હું બીજાં કોણને મારાં દુખની વાત ને દીલનો ભેદ કેહવા જાઉં? તમો, તેથી, મુંબાઇ આવો

તેવા, વ્હાલા ભાઇજી, મને મલવા જરૂર આવજો હું કાગને ડોલે તમારી વાટ જોઉં છું.

લા० તમારી દુવાગીર ને દુખ્યારી બેહેન જર.

નાદરે એ ચીઠીનો તેજ દીવસે તેવોજ દીલસોઝીભરયો તરત જવાબ લખ્યો. સારાં નસીબે તે ચીઠી ફકત એકજ અઠવાડયાંની આવેલી હતી, એટલે જરને કાંઇ જવાબ માટે ઘણું તોવાવું પડયું ન હતું. તેણે તેજ સાંહજે છને શુમારે તેને બંગલે મલવા આવવાનું તે જવાબમાં તેણીને પ્રોમીસ કરયું. અલબત, સોહુલી શેઠ ને જસીની તેને ત્યાં જવાની સખ્ત મનાઇ હતી, પણ જરને વાસ્તેનું તેનું પાછું ઉભરાઇ આવેલું હેત એ કીસમની સઘળી મુસ્કેલીઓ બેહસાબ બનાવે અને મારી હટાડે તેવુંજ સર્વોપરી હતું.

તેને જસી પર ખરાં દીલથી અત્યંત કેહેર આવ્યો. તે મુજીએ તેના નિર્દોશ સંસારનું ગાબડું કાઢી નાખ્યું હતું, અને તે જાંણે બસ નહીં હોય તેમ, તેવીજ નીર્દોશ જર જે તેને પાપી પલ્લે પડી હતી તેને પણ તે આ કીસમથી ચાલુ સતાવતો રહયો હતો; અને તાજુબ કે દયાલુ ને ઇનસાફી ખુદા આ બધો જાલેમ જુલ્માત ખામોશીથી ખમ્યા કરતો હતો!

તે સાંહજે છને સુમારે—નજદીક અંધારૂ થઇ રેહવા પછી—નાદર જસીને ઘર ગયો, ને ત્યારે એક નોકરે તો તેની તાજુબી વચ્ચે તેના સવાલના જવાબમાં તેને કહયું કે જર ઘરમાં નથી! કેમ બને? "મેં બાઇ સાહેબને મલવા આવવાનું લખ્યુંતું એટલે એવણુ ઘેરમાં હોવાંજ જોઇએ," નાદર બજીદ થયો.

"નહીંજી, તેવણુ સાહેબ હમણાંજ દશ મીનીટ થઇ બાહાર સિધારયાં ને કેહતાં ગીયાંછ કે નાદરશાહ શેઠ નામના પારસી જો મલવા આવે તો તેવણુને ખબર આપજે કે હું તેવણુનેજ તાંહાં ગીએલી છેઉં."—અને ત્યારે ઉતાવલે નાદરને પોતાનાં મકાંનપરજ પાછું ફરવા વના ઉપાય ન રહયો.

પણુ એ કીસમે ઉતાવલમાં જવા જસીનાં ઘરપરથી તે ઉતરતો હતો તેટલાં તેને બાજુમાંથી તેનાં નામે કોઇએ હાંક મારયો, ને તેવામાં પાછું ફરી જોતાં તે પેલો ફરંગગોટલો ડાકટર ફરનાનડીસ માલમ પડયો!

"એ લોકને મલવા આયા હોશો?" તેણે વળી પાછું સરેસ્તાની ચાપલુસી ને ખુશામદખોર રવેસે શરૂ કીધું; "મુંબઇ કયારે—આજેજ પાછા ફરયા કે?"

"મને હમણાં ઉતાવળીનું કામ છે, ડાકટર—વાત કરવાનો વખત નથી," નાદરે કહયું,—ને તે ચાલવા માંડતો હતો.

"પણ મારે તમો સાહેબ સાથ કંઇ ઘણી જરૂરની ને ખાનગી વાત કરવાની છે," તેણે માંગી લેવાની ઢબે પછવાડે ઘસડાતાં કહયું—ને નાદરે જોયું કે તેનો પેહેરવેશ આગળ કરતાં વધારે કંગાલ ને હાલત જાસ્તી મોહતાજમંદ બનેલી દેખાતી હતી.

"ઠીક છે, તમો કાલે સહવારે ૧૦ વાગતે મને માંરે ઘેર મળજો," નાદરે તે કાળાં માએ તાહેલાંની પીડા પટાવાની મકસદથી કહયું,—ને પછી બાજુમાંથી જતી એક ભાડુતી ગાડી થોભાડી, જરા બી જાસ્તી ખોટી થવા વના!, તે પોતાને ઘર જતો રહયો.

ત્યાં ખરેખર જર તેના રૂમમાં તેની વાટ જોતી બેઠેલી

હતી. "પછીથી મીલાકાતનો વખત થતાં મારો વીચાર ફરી ગીયો," તેણીએ સરેસ્તાના હાવભાવ તમામ થઇ રહેનાં ખુલાસો કરયો. "મને તાહાં તમોને તેરવાનો જોખમ કરવા નહીં ગમ્યું, ને તેથી હુંજ અત્રે સાંમી તમોને મળવા આવી; તમોને કંઇ અરચણ તો નથી?"

"જરા બી નહીં; બેસ," નાદરે હીંમત આપી કહયું,—અને પછી જરે તેની ખાંધ પર માંથુ નાંખી રડીને બધી પોતાની ભરાઇ રહેલી છાતીને મોકલાસ આપ્યો. તેણીએ કહેવી બધી વાત અત્યંત દુઃખ પેદા કરે એવીજ હતી. તેણીએ કહયું કે જસી ને ધનજી વચ્ચે હવે ચાલુ કજયા થતા રહયા હતા, ને એક દીવસે તો તેણે તે કજયામાં તેનું પોતાનું નામ લેવાયલું બી પ્રગટ સાંભળ્યું હતું! તે ધનજીથી ખુબ ચોંકેલી ફરતી હતી, ને તે જસીને મળવા આવે તો તરત તે પોતાના ઓરડામાં ભરાઇ બેસતી હતી તે સર્વ વર્તમાન તે સુંદરીએ નાદરને બ્યાંન કરી કહયા. વળી જસી ધુમ દારૂ પીતો થયો હતો. ને ઘણીજ ઉસ્કેરાયલી તબ્યતથી સારો દીવસ રેહતો હતો તે પણ તેણીએ જણાવ્યું, ને ત્યારે જવાબમાં નાદરે તે સઘળું સાંભળી સાંભળીને તે માહબુબને પોતાથી બને એટલી ધીરજ ને હીંમત આપી. તે બીચારો બીજું શું કરી શકે?

તે પછી જર ઘેર જવા ઉઠી. તેઓએ એ મુજબની સઘળી વાતચીતમાં નજદીક એક કલાક ઉપર વખત ત્યાં ગુજારયો હતો.

નાદર હવે જરને ઘર તક મુકી આવવા સાથે ઉતરયો, ને તેઓ જ્યારે રસ્તાપર પુગ્યાં ત્યારે ત્યાં કાંઇક ગભરાત હતો એમ જણાયું. લોકોનાં ટોળેટોળાં સામી તરફ દોડતાં હતાં, અને

વળી તેવામાં એક સળગેલો ભુંઓ વીજળીને વેગે, મારતે ઘોડે, તેમની બાજુમાંથી પસાર થઇ ગયો.

"કેઠે આગ લાગી હોશે," નાદરે કહયું,—અને પછી તેઓ તો પાછાં પોતાનીજ વાત પર ઉતરયાં, ને વાત કરતાં જરના ઘર તરફ આગળ વધ્યાં. એ વખતે અજાયબી એ હતી કે આગ આગળ ને આગળ જતાં તે તરફજ કેઠે લાગેલી માલુમ પડી, કેમકે લોકોનો પ્રવાહ તેઓ જતાં હતાં તે તરફજ ધસ્યો જતો હતો!

પણ તોબી જર કે નાદરે તે પર ઝાઝું ધ્યાન આપ્યું, નહીં. મુંબઇ જેવાં વિશાળ શેહેરમાં આગ વરાળ તો સાધારણ બનાવ હતો, અને તેથી અસાધારણ તેમને કશુંજ જણાયું નહીં.

અંતે જયારે છેલ્લી વળાણ લેઇને તેઓ ખુદ જરનાં ઘરના મોટા રસ્તા પર આવ્યાં ત્યારે જરે દુરથી જોઇને જોતાં સાથે ભયની ચીસ પાડી—"ઓ નાદર, નાદર, જોવો રે, આપરોજ બંગલો કેથો બરી જાએછ! આગ તો આપરેજ તાંહાં લાગીચ!"

અને ખરેખર તેમજ હતું! જરનો પોતાનો બંગલો ભગભગાત સળગી ચુકેલો હતો!!

તે આખો દેખાવ મોટા જબરદસ્ત ભયાનક ગભરાતનો હતો. લોકોની તે બાજુ ગીરદી બેશુમાર હતી, અને તેમની વાતચીત, કલ્લાહોર ને ગભરાતના અવાજોથી તે આખો ચકલો બધો તમામ ચકચાર ગાજીવાજી રહયો હતો. ભુંબાઓ પણ આવી ચુકયા હતા, પણ તેમને પાણી મલ્યું નહીં, ને આગ તાજુબીભરી સીતાબાથી આખા બંગલાને સપાટામાં લઇ ચુકી હતી. ગોટેગોટા બારીઓમાંથી બાહેર પડતા છેક દુર તક નજરે આવતા હતા!

"મરેરે, મરેરે, એ એકાએક એટલું બધું તે શું થઇ ગીયું હોશે!" જર થર થર ધ્રુજતાં બોલતી હતી. "ઓ નાદર, હું આવી ત્હારે જસી તો છેક પાછલી બાજુના ઓરડામાં બીજે માલે સુતેલા ઉતા તેવણુને કોઇએ બચાવ્યા હોશે કે?"—અને તે બેઅખત્યાર રડવા લાગી.

નાદરે તેને ઉતાવલા ગભરાતમાં પુસ્કળ ધીરજ આપી, ને તે બાજુએ જે પારસી કુટુંબ એક બંગલા બાહેર ઉભેલું હતું તેને પછીથી તેણે લઇ જઇને તેણીને સપુદ કરી દીધી. જરે બી સાથેજ જવા તો ઘણું માંગ્યું, પણ હજારો લોકોની ભીરભચડમાંથી તે અબળા જાતીને તે તરફ લઇ જવા કેવળ અશકય અને સરતાપા ભયભરેલું હતું. તે, તેથી, જરનો એમ બંદોબસ્ત કરી તે તરફ પોતે પછીથી એકલો દોડયો!

લોકોને પોતાની જોરાવર બાથથી હડાવતો તે આગલ ધસી ગયો, ને ભીડનાં ભી રે પોંહચી આગ હોલવવાની મેહેનતમાં પડેલી પોલીસના એક ઉપરીને ઘણા ગભરાતમાં પુછ્યું, "બધાં બચ્યાંચ?"

"બાજુ થઇ જાઓ," તે અમલદારે થથરાવીને કહયું; "એ બાજુ ના આવો—બધાં બચ્યાંછ. ફકત ત્રણ નોકર આદમીઓ સિવાય બંગલામાં બીજું કોઇ ઉતુંજ નહીં."

"ત્યારે તમારી ગંભીર ભુલ છે," નાદરે જીવ જીકાટયો. "બંગલાને માલીક પોતે અંદર રેહી ગીયોછ!"—અને પછી તે પોતે તમામ દીવાના જેવો, સઘળાંને ધક્કા મારી બાજુ હઠાડી, બીજી પળે તે બલતાં ઘરપર એકદમ ચઢી ગયો.

તે એક ગજબનાક ને હેબતકારક દેખાવ હતો!

પોલીસના આદમીઓએ, બંબાવાલાઓએ ને તમામ

લોકોએ તે જોતાં મોટું કીલ્યાંણુ કરી મેહલ્યું. "રોકો—પકડો —પેલા દીવાના પારસીને અંદર જતો અટકાવો!" એ કીસમના સેંહેંકડો અવાજો એકી સાથે નીકલ્યા, પણ કમાનમાંથી છુટેલા તીરનીજ કીસમે—શું એક વ્હારૂં દીલમાં આવી ગયું હોત તેમ, આગળ પાછળનો જરા એ વિચાર કરવા કે પોતાના ભયંકાર જોખમની પરવાહ કરવા થોભ્યા વના—બેબાખરો, હૈયાંસુનો, સુદ્ધફુટો, ઘેલો દીવાનો નાદર તે સળગેલા દાદર ઉપર કેઇ કીસમે ચઢી ગયો તેની તેને પોતાને વટીક કશી ખબર રહી નહીં—કેમજે તે દાદર ચઢી રહયો તેટલાં તેજ પળે તો એક જબરદસ્ત કડાકા સાથે ૧ લા માળનો તે આખો દાદર જમીનદોસ્ત થઇ તુટી પડયો, ને બલતાંના ભયંકાર ભગભગાત વચ્ચે ફસી પડેલા તે હેમક જવાંને અરધી બેહોસી વચ્ચે ત્યારે ને ત્યારેજ પોતાનો જીવસટોસટ જોખમ જોઇ લીધો!

## પ્રકરણ ૧૬ સું.

નાદર મોદી સાથે સરજત કાંઇ અજબ કીસમે રમત કરી રહી હતી! જ્યારે ચીન કે જાપાન ઉપડી જવાની તૈયારીમાં હતો ત્યારે ન ધારેલી રવેસે તે પીનાંગવાળા બેહેસ્તનશીન બેહેરાંમજી મોદી જેવા એક લક્ષાપતી કાકાનો વારેસ પુરવાર થયો, અને તે દુન્યાથો રદ બાતલ ને વરસોથી અલગ કાકાનો આ આઇતો દલ્લો ને વારસો કબ્જે કરવા તેને, કાએદા કાનુનોને જવાબ કરતો, ઠેઠ પીનાંગ સુધી તે બાંહણે જવાનું થયું.

મગર એમ ઉપડી જવા પેહલાં તે કદરનો કોથળો થઇને પેલા કમીના જસીને મલવા ગયો, ને ત્યાંથી કેવા અપજશ ને

જરના પીતાની કેટલી હડધુત વચ્ચે તે બાપડો પાછો હેઠે ઉતરયો તે આપણે આગળ વાંચી આવ્યાં. જસીએ નાદરની એ તમામ દીલસોજીને, જરને માટેના તેના પ્રૌઢ પ્યાર માટે અદેખો બનતાં, ઠોકડે મારી, અને સાંમો તે તેને છરી મારવા ઉઠયો, કે જે નાદરે ઝુટાવી લેવા સાથે તરતજ તે ઓરડામાં જરનું ને તેણીના પાલણહાર પીતા સોહલી શેઠનું અનાયસે આવવું થયું, ને ત્યારે જરની નામોશી બચાવા થકી ન તો તે શુધ્ધો જવાંન ખુલાસો કરી પોતાનો બચાવ કરી શકયો, કે ના તો નાપેકાર જસીને તે કોઇ કીસમે ઉંઘાડો પાડી શકયો! પરીણામમાં, તેથી, તે આખી દુન્યાથી નારાજ થયલો બધું બોળીબાળીને બીજેજ દિવસે પીનાંગ જતો રહયો, ને છેક એક વરસે ત્યાંથી, જાંણે નવા જનમ સાથે, જરદાર ને નામદાર થઇને મુંબાઇ પાછો ફરયો ત્યારે તેને માલમ પડયું કે નિર્દોશ જર તેંન મલવાને ટીંગાઇ રહેલી હતી!

તે, તેથી, જરને મલ્યો. તે અવલ તો જરને ઘરજ તેણીને મલવા ગયો, પણ જર ત્યાંથી તેને મલવા સાંમી તેનેજ ઘર ગયલી હોવાને લીધે તે ઉતાવલે પોતાનાં ઉતારાનાં મકાનપર પાછો ફરયો. એ વખતે તેને રસ્તામાં પેલો ખણખોદયો ડા૰ ફરનાનડીસ મલી જતાં તેણે તેને રોકવાનું ઘણું કીધું, પણ તે કશી રીતે તે ચાપલુસીખોર હેમકને ખાતર રોકાયો કે ખોટી થયો નહીં.

જર, એ મીલાકાત દરમ્યાન, તેની વિશ્વાસુ છાતીપર માંથું નાંખી દુખનો એક મસ મોટો દરયાવ રડી. લુચ્છા ધનજી ને જસી વચ્ચે હવે ચાલુ કજયા ચાલતા હતા તે બધી કેફયત તેણીએ તેને કડી, અને એક આખાં વરસની લંબાણુ ગઇ-

ગુજરીની હજારો કીસમની બીજી ત્રીજી વાતચીતો કરી જર જયારે ઘર જવા ઉઠી ત્યારે નાદર પોતે તેને તેનાં ઘર સુધી મુકવા ગયો.

અને પછી શું થયું? તેઓ જરનાં ઘર લગોલગ આવ્યાં ત્યારેજ તેમને જોતાં છાતી ફાટી જાય તે રવેસે જણાયું કે જર અને જસીનો બંગલો ભગભગાત સળગી ચુકયો હતો!

તે એક ભારે દેહેસ્તનાક મામલો હતો, અને જરને ને બાજુના એક બંગલા બાહેર ઉભેલાં પારસી કુટુંબને સપુર્દ કરી નાદર દીવાના જેવો કમીના જસીના બચાવ થકી તે બળતા ઘરમાં ધુસી ગયો! તે એક એસારાથી યાદ કરી લઇ શકાશે. આગ લાગી, અને જોતાંજોતાંમાં કેઇ રવેસે એટલી યાહોમ તે વધી ગઇ તે બધું આપણે સવિસ્તાર આગળ વાંચ્યું છે. ફકત લોકોનાં બેશુમાર બુમરાંણ ને તે જીવપર ખેડનારા દીવાંના જવાંનને રોકવાના હજારો હોકારા છતાં હેમક નાદર, એકજ દીવાના લોભ ને બેઅખ્ત્યાર ખ્યાલના જુસ્સામાં ઝનુની, બાવળો, દીવાનો બનેલો, તે બલતાં ઘરમાં ગલી ગયો, ને બળતાંની ઝાળપરથી કુદી કુદીને ૧ લો મજલો તે ચઢી જવા કેડે તે આખો દાદર એક કડાકા સમેત નિચે તુટી પડયો!

તે ખરી જીવસતોસત પલ હતી, અને ત્યારે ને ત્યારેજ અરધી બેહોસી વચ્ચે તે બલતાંના ભયંકાર ભગભગાતમાં ફસી પડેલા તે બેબાખરા જવાંનને પોતાના જાનપર બની આવનારા એ જીવસતોસત જોખમનું જાંણુ થયું.

પણ હવે થોભવા જેવો સમોજ કયાં હતો? અગ્નિદેવ ચોપાસથી ફુંફારા મારતો તેનાં બદનપર ધસારો લાવતો હતો, અને તેથી દદેક પલ તેને પોતાને માટે પણ મોહોત નિપજાવ-

નારીજ હતી; અને એમ છતાં, તે રગેરગ ઉમરાવ ને નસેનસ ભલા જવાંનને જે એકજ દીવાંનો અરમાન દીલે વસ્તો હતો તે ફકત એ આગમાં બલી મરતા જસીને બચાવાનો હતો! તે, તેથી, બંગલાના પાછલા ભાગમાં જયાં બિમાર જસી રાત દિવસ પરી રેહતો ત્યાં જવા દોડયો—બલ્કે ઉડયો!

તે ઓરડાનું બારણું, તેણે જઇને જોયું કે, અંદરથી બંધ હતું, ને અંદર આખો ઓરડો સળગી ચુકેલો તે બારણાંની ફાટમાંથી આબાદ નજરે આવતો હતો. તેણે તે તાતેલું બારણું, તેથી, ગબડાવી નાંખ્યું, પણ તેને કશો જવાબ મલ્યો નહીં, અને હવે તે પોતે ધુમાડાના ગોટેગોટા ને બલતાંના ધસારાથી એવો અકળાતો ને જલ્દીજ બેહોસ બનતો ગયો કે તેના પોતાનાજ જીવવાના સાંસા જણાયા!—અને જયારે કે તમ્મર ખાતાં ભેજાંએ તે સુદ્ધ બુદ્ધ ખોહીને બલતાં વચ્ચે પડી જવાની અણીપર હતો ત્યારેજ, કીરતારની ગેબી મોકુલેલી મદદથી હોએ તેમ, કોઇએ પોતાની જોરાવર બાથમાં તેને ઝીલી લીધો, અને ચોમેર ફરી વળેલી છાગરા ઉડાડતી બલતાંની ઝાલ વચ્ચેથી તેને તે કોઇ બાજુમાંની રસ્તા ઉપર ઉંઘડતી બારી તરફ ધસડી ગયું. તે એક બુંબાવાલો હતો. ત્યાં—બારી આગળ—ઉંચી નિસરણી ટેકવેલી હતી, ને તે ઉપર થઇને તે બાહાદુર બુંબાવાલો જયારે તેને સંભાલથી લઇને નિચે ઉતરયો ત્યારે સાંમે જમા થયલાં હજારો લોકોએ ખુશીનાં કિલ્યાંણ ને શાસબાસારાથી તે દીલેર ફાયરમૅનને ઉભે માપ વધાવી લીધો. એ વખતે નાદર પોતે તો બેહોસ હતો, ને પોતાનો બેકીમતી બોજ પોતાના ગોઠયાઓને સપુર્દ કરીને બીજીજ પળે તે બુંબાવાલો પોતે પણ લોકોનાં ચટચટ વચ્ચે બેહોસ તુટી પડયો!

જર ત્યાંજ હતી. તેનો જીવ કેમ થોભી શકે? જેની સંભાલમાં નાદર તેને સોંપી આવ્યો હતો તે ઘરનાંઓ સાથે તે હાએ અફસોસ કરતી તે બલતાં ઘરની લગોલગ આવી હતી, અને જયારે તે માહણુએ જોયું કે જસી જેવા એક નાકદર, નાતરસ ને નાલાયકને બચાવા ખાતર ખરા હાતમ દીલના ઉમરાવ નાદરે પણ આગમાં જીપલાવી દીધું હતું ત્યારે તેણીના સંતાપ ને વીલાપની હદ ન રહી. એ વાત કદાપી અધર્મી હોએ, પણ ભીત્તરે તે પાક વફા અને ખરી વખાંણ સાથે જસી કરતાં પણ નાદરને વધારે વખાણતી ને ચાહતી હતી, ને રખે તે વ્હાલો દીલેર પણ આગમાં બલી ભસ્મ થઇ જાએ તે ફીકરે તેને હાલમાં બેશક દીવાનીજ કરી મેલી હતી!

* * * * *

નાદર હૉસ્પીટલમાં બેચાર દીવસમાંજ સાજો થયો. તેના હાથ પગ ને મોઢાંપર બલતાંની ઝાલ લાગ્યાથી વિશેષ નુકશાન ખુદાવંદ કરીમની કરાંમતથી કશું થયું ન હતું. ખરેખર તો બિચારો પેલો બુંબાવાલો વધારે જલી ગયો હતો, ને તેને હૉસ્પીટલમાં લાંબા દિવસો તક તપીને તાવ સેહેવવો પડયો. અલબત, નાદરનો જાંન ઉગારવા થકી તેને સરકાર તરફથી એક ઘણું નાદર ઇનામ મલ્યું, ને નાદરની પોતાની તેમજ જરની પણ તે ઇનામમાં મોટી હીસ્સેદારી ને સામીલગીરી આમેજ થઇ હતી.

બીજા હાથપર નાદરનાં મગજપર થોડુંક સુધી તે બલતાં ઘરના ભયંકાર અનુભવની ઘણી ભયભીત અસર ઠડી રહી. તે એક ખરેખર મોટો યાદગાર અનુભવ હતો.

જર બી ઘણી બીમાર થઇ. તેને તે ને તે રાત્રે સખ્ત

ઓખાર ચઢી આવી હતી, ને નાદર કરતાં બી ખરેખર તો ને મધુરીની બીમારી વધારે ચિંતા પેદા કરનારી પુરવાર થઇ! તે તેના બાપને બંગલે બીમાર પડી હતી.

નાદર ત્યાં ગયો, ને સોહલી શેઠ જે, વાંચનાર યાદ કરશે કે, તેનાપર ઘણો ખફા હતો તેણે હવે તેને ઘણીજ માયાથી આવકાર આપ્યો. તે વૃદ્ધ શેઠયાને માહીતી થઇ ચુકી હતી કે નાદર ફકત જસાને બચાવાજ પોતાના જીવના જોખમે તે બલતાં ઘરમાં ઘસ્યો હતો, ને જો કદી તે આગવાલો કટોકટ વેલાસર નહીં પુગી જતે તો નાદર ત્યાંજ કોયલો થઇ રેહતે; જેથી તે પવનચકી શેઠયો પાછો હવે નાદરનીજ પક્ષમાં મનાઇ ગયો હતો

નાદરે, તેથી, આગમાંથી તેનો બચાવ થવા કેડે જે બન્યું હતું તે બધું ત્યાં પેહેલી વખત ડોસાજી મારફતેજ જાણ્યું. તે બુર્જોગનાં કેહવા મુજબ અંતે જસીની લાસ તો આગ હોલવાયા પછીથી તેનાં ઘર માંહેલા તેના પોતાના ઓરડામાંથીજ મલી આવી હતી. તે તમામ બલીને કોયલો થઇ ગયો હતો, ને ઓલખી શકાએ તેવી હાલતમાં ન હતો, પણ તેજ એકલો તેનાં ઘરમાં ને તેના ઓરડામાં રહી ગયો હતો, એટલે સત્તાવાલાઓને અનુમાન કરવાનું કેવળ સેહલ હતું કે એ મલી આવેલી લાશ તેનીજ હતી. "અફસોસ, નાદર," તે ડોસાએ ચસ્મો ઉંચકી ખાંખ નુંછતાં કહયું, "એ હેમકને એ એવું તે શું સુઝયું હોશે?"

"શું?" નાદરે હેબતાઇને તાજુબીથી પુછયું.

"પોલીસે આગમાંથી એની ત્રીજોરી હકબંધ કાઢી. ચબની ઉતી તે આગમાં બલી શકી નથી," તે ડોસાજીએ

સમજાવ્યું, "ને તેમાંથી બીજું તો કંઇ નિકલ્યું નથી, પણ પોતે જીંદગીથી કંટાળી ગયો છે વાસ્તે પોતાનું ઘેરબાર સલગાવી મુકીને પોતે જીવપર કરનાર છે એવી ખુલ્લી બાતમી એક કાગલની કાપલીમાં લખીને તેમાં મેલેલી અનામત મલી આવી છે!"

"માઇ ગૉડ!" નાદર ગભરાતમાં પુકારી ઉઠયો; "કાંઇ બીજાં બી કાગલ્યાં નિકલ્યાંછ કે?"

"બીજાંની હજી મને કંઇ ઇનફરમેશન મલી નથી," સોહલી શેઠે જવાબ કરયો. "હજી તો પોલીસની જીુસ્તેજો જારીજ છે. બેહેરતીની કોયલો થઇ ગયલી લાશની બાજુમાંથી એનીજ એક રીવૉાલવર પડેલી બી મલી આવીછ. દેખીતી રીતે ઘેર સલગાવી મુકીને રીવોલવરથી પોતાનો જાંન બરબાદ કીધેલો પુરવાર થાએ છે. કેવી દીવાન્યત!!"—અને તે ગરીબ ડોસો ખરાં દીલથી કમકમ્યો.—"પોલીસને તો તરેહવાર સુએહ છે," તેણે જારી રાખ્યું. "એક બેન્કને લગતા કાંઇક "ફ્રૉડસ" પકરાયા છે તેમાં બી મરનારનો હાથ છે એવી વાત આવી છે, પણ મુદ્દા હજી હાથ આવ્યા નથી. શું મરનાર એટલો બધો પાપી ને કરપીણ હોશે?"

નાદરે જવાબ દીધો નહીં. તે શું કહે? તે ઉઠીને બારી બાહેર જોવાને મસે, વાત ઉડાવા, બારી આગળ ગયો.

તે ડોસો તેની પુઠે ગયો.

તેને નાદરની આ હીલચાલથી એકદમ ને મજબુત વેહેમ પડયો. "ઓ નાદર, ઓ નાદર," તેણે મોટા ગભરાતથી કહ્યું, "શું એ મરનારેજ ત્યારે મારે ત્યાં બી—મારે ત્યાં બી—"

"જવા દેઓ એ વાત, મુરબીજી," નાદરે ગમ ખાઇ

કહ્યું; "હવે તે દાદારને બાર પોતાનાં કીધાં કરમોનો હસાબ આપવા ચાલી નિકળ્યોછ એટલે વાત કરવામાં બી માલ નથીજ."

તે દોસાની અજાયબીનો પાર રહયો નહીં

"અને એ બધું બેહેસ્તીનું તરકટ જાણવા છતાં આટલું આટલું સુધી તું ચુપ રહી શકયો, છોકરા?" તેણે બેશુમાર અજાયબીથી પુછયું.

"મારે ગરીબ. જરની પાક હોરમતની પાસબાંની કરવાની ઉતી, મુંરબી," નાદરે શાંતીથી કહયું.

"અરે પણ, હેમક, તેથી તું નિર્દોશ આદમી જેલમાં બી જાએ?" તેણે વધતા ગુસ્સાથી બખાલ્યું; ત્રણ ત્રણ વરસ તક—"

"નહીં, બાવાજી તે વખતે મને એનાં તરકતની કશીજ માહીતી નહીં હતી," નાદરે સમજાવ્યું; "એ તો હું જેલની મારી અવધ પુરી કરી રહયો ને બાહેર આયો તેજ વખતે—એ ઘણો બીમાર હોવાથી પોતે મરી જવાનો છે એ ફીકર વચ્ચે એણે મને ને જરને એકઠાં કરીને એકાંતમાં એ ભેદ કહી દીધો હતો તે પછી એને ઉંઘાડો પારવામાં હાંસલ કશી બી નહીં હતી, અને ગરીબ જરને ખાતર સદા એ બાબે ચુપકીજ અખત્યાર કરવાનું મેં જરને વચન આપ્યું હતું."—અને પછીજ પીનાંગ જવા આગમચ તે મરનારને આગલે દાહડે મલવા ગયો હતો ત્યારે શું થયું હતું, ને તે કેવા અપજશ વચ્ચે ભલાઇ કરવા જતાં સાંમો સોહલી શેઠની ખફગીમાં આવી ગયો હતો તે તેણે બધું બયાંન કરી તે ડોસાજીને સમજાવ્યું, કે જયારે નામોશી, પશ્ચાતાપ ને એવા એક ખરા હાતમ જવાન માટેની જાબજા વખાંણમાં તે જૈફ આસામીએ પોતાનું પાકેલા બાલનું વદ્ધ માથું નીચું નમાવ્યું. તેને નાદરને તેણે કરેલા હદવનાના ગેરનસાફ

માટે જે હાય અફસોસ, શરમીંદગી ને સંતાપની લાગણીઓ બરપા થઇ તે બધી ખરી અને ખરાં દીલની હતી. તેના પશ્ચાતાપનો પાર ન હતો.

## પ્રકરણ ૧૭ મું.

નાદર એ પછી તે સાંહજે ફુલ જેવાં હલકાં જીગરે પોતાનાં ઉતારાનાં મુકાંમ પર જરને ત્યાંથી પાછો ફરયો. તે હજી અહીંજ રહયો હતો. તે પોતે હવે પૈસાપાત્ર અને સુખી હતો, અને વાડી ગાડી અને નોકર નફરોના રસાલા સમેત રહી શકે એમ હતું, મગર પોંનાગથી આવ્યા પછી ઉપરાઉપરી અત્યાર સુધી બનેલા બનાવોને લીધે તેને તેવું કશું કરવાને અવકાશજ કયારે થઇ હતી?

તે હવે હાલમાં પોતાનાં મથક પર પાછો ફરયો, અને ત્યારે ત્યાં આવી જુએછ તો તેને નામની એક ચીઠી આવેલી પડેલી હતી. તે ચીઠીનું કવર મેલું અને દાધદુગવાળું હતું, અને ઇંગ્રેજીમાં તે ઉપર વાંકાચુકા હરફે શીરનામું કરેલું હતું, વળી ઉપલાં ખુણામાં urgent (તાકીદનું) હોવાનો માર્કો કરેલો હતો. તે ચીઠી કોણ તરફથી આવી હતી?

તેણે તે કવર ખુલ્યું ને અંદરનું કાગળ વાંચ્યું. તે પેલા ચટપટયા અને ખણખોદયા ફીરંગી ડાકટર ફરનાનડીસ તરફથી આવેલું હતું. તેમાં લખ્યું હતું કે—

“હું તમને તરત મલવા માંગું છું. હું તમારાં ભલાંમાં છેઉં. મરનાર જસી ને તેનાં ઘરને લગતી આગની તપાસ વાસ્ત કોરોનરની જે જુરી ભરાનાર છે તેમાં જે એક બે બાતમી

આપશ તેથી તમો દુન્યાથી ઉખડી જશો, ને જાહેરમાં મીસીસ જસીની હોરમતની પણ ધુલધાંણી થઇ જશે. અલબત, તમો મારી સાથે સીધેસીધા ચાલશો તો એવું કંઇ થશે નહીં. મને નાણાંની ઘણી જરૂર છે ને મારો હાલ અત્યંત તંગ છે. તમે જો, તેથી, મને રૂપીઆ પાંચસો આપશો તો હું એવી કોઇ બી જુબાંની આપવા હાજર થવશ નહીં. એટલાવાસ્તે તમારે એ અવેજ મને આપવો ને ચુપ રાખવોજ હોએ તો ગયે વરસે મીસીસ જમશેદને માહાલક્ષ્મીના દરયા આગળ જયાં તમે મલ્યા હતા તેજ જગ્યાએ આજે રાત્રે આંઠ વાગે જરૂર આવજો. હું ત્યાં તમારી વાટ જોવશ. મને એટલા રૂપીઆ હાથોહાથ આપી જજો. આજે રાત્રે તમો નહીં આવશો તો હું પછી મારૂં સુઝયું કરશ.—**ફ્રેરનેનડીસ.**"

નાદરે મોટા ગુસ્સાથી તે ચીઠી દુચો કરીને હાથમાં ભચડી નાંખી, ને પછી વળી વીચાર થતાં સંભાળથી ખીસામાં ઉંચી મેલી. તે હેમક ચાએ શું પીતો હશે? તે મનથી શું એક સમજતો હશે?

* * * * *

જસીનાં મોહોતપર જુરી ભરવામાં આવી, અને તેજ જુરી સાંમે આગની જુસ્તેજો પણ રજુ કરવામાં આવી.

જુરી જસીનાં તારાજ થયલા બંગલાની બાજુમાંનાજ એક ઓટલા ઉપર ખુરસી ને બાંકો ગોઠવી દઇ જમાવામાં આવી હતી, ને એ વખતે હંમેશ બને છે તેમ સીપાઇદાદાઓ ચોમેર ફરતા રહીને રસ્તે જતા રાહદારીઓને જુરીના મેમબર તરીકે ધરી પકડી લાવ્યા હતા. અલબત, એનાં પરીણામમાં જુરીમાં બધા સહમજદારો આવ્યા હતા એમ તો કાંઇ હતુંજ નહીં? જરા બી ઠીક કપડાં પેહેડીને રસ્તે જતાં બોઘલાંઓની બી ખાસ ગરદન

મારવામાં આવ્યાં હતાં, ને ખરેખર તો એમાં ખોટી થવાનો કંટાલો એટલો બધો હોએ છે કે જુરીનો મામલો ને સીપાઇ-દાદાની આસપાસની ધરપકડ દુરથી જોતાંજ ઘણાક ગરીબ રાહદારીઓ તો દુમ દબાવી દુરથીજ પોબાર ગણી જતા તેમાં તાજુબ થવાનું કશું ન હતું.

કોરોનર પોતે તો જુરીને તોવાવી તોવાવીને આવ્યો, અને તેટલાં તો ઓટલો પરવારતાં લોકોથી ચીકાર ભરાઇ ગયો. કોરોનર સરકારી અમલદાર અને ઘણાં કામનો માણસ હતો, મગર બીજા જુરીમાં સપડાયલાં બોકરાંઓનાં ગમે એવાં જરૂરી કામનું સત્યાનાસ નીકળી જતું હોએ તેની એ મામલામાં ગણત્રી રેહતા નથી! એ શું ફરયાદ કરવાજોગ નથી?

હવે કોરોનર સાહેબના આવ્યા પછી સીપાઇદાદાનાં "ચીઇઇઇપ!" સાથે જુરીની તપાસનું કામ જારી થયું.

જસીના આપઘાતના એરાદાની ને ઘર જલાવી મુકવાના આગમચથી લખી રાખેલા એકરારની કાપલી પોલીસે કોરોનર આગળ રજુ કરી, અને તે મોટે સાહદે જુરી સાંમે વાંચવામાં આવી. તે પછી સોહલી શેઠને જસીના દસ્કત પીછાંણવા ફરમાવામાં આવ્યું, ને તે ડોસાજીએ ફકત એકજ નજરે તે બરાબર જસીનેજ હાથ લખાયલી હતી એ ખુલાસો રજુ કરયો.

વળી પેલો બીજો એક દસ્તાવેજ કે જેમાં નાદરને તેણે નીર્દોશ ઠરાવ્યો હતો, ને જે પેલી ભયબીત બીમારીમાં તેણે, વાંચનાર યાદ કરશે કે, લખી રાખ્યો હતો તે પણ પાછલથી તીજોરીના માંહેલા ભાગમાંથી પોલીસને અનામત હાથ આવ્યો હતો, ને તે પણ તેથી રજુ કરવામાં આવ્યો;—અને તે જયારે વંચાયો ને ગરીબ નાદરે તે પ્રપંચીનાં પાપનો બોજ

ઉપાડયો હતો એમ જયારે સત્તાવાર રવેસે જાહીર થયું ત્યારે લોકો તે સાંભળી તમાવ થસ થઇ ગયાં!

નાદરે તો નીચેથી ઉંચું વટીક જોયું નહીં. સેહેંકડો આંખ તેની તરફ ફ-તેહમંદ તાજુ'મીમાં ટીકાયલી હતી, અને સરકાર તરફથી નીર્દોશ ભુલાવામાં પણ એક મોટા જુલમગાર ગેરઇનસાફનો અપજશ પામેલો તે જવાંન સરકારી અમલદારોની વટીક મોટી દયા'નું મધ્યબીંદુ થઇ પડયો!

હવે કોરોનરે પણ ઘણી ઇજ્જત સાથે તેનાં પવિત્ર નીષ્કલંકપણાંની નોંધ લીધી, ને તે સરકારમાં મોકલી આપવાનું ઘણી દીલસોજી સાથે જાહીર કરયું.

એ દસ્તાવેજોમાં જસીએ એટલુંજ ઉમેરયું હતું કે તે પોતે ફકત પેલા દોજખી ધનજી શરાફની ઉસ્કેરણીઓ ને સમજાવતનો ભોગ થઇ પડયો હતો. ધનજી જો વચ્ચે ન હતે તો કદાપી તે એટલી હદ સુધીનો સફેદ ઠગ કે માહા પાપી પુરવાર નહીંજ થતે એમ તેણે ખુલ્લું સહમજાવ્યું હતું.

"એ ધનજી શરાફ પકડાયોછ કે?" કોરોનરે પોલીસના અમલદારને પુછયું.

"નહીં સાહેબ," તે અમલદારે જવાબ કરયો; "તેની તલ્લાસ કરવામાં કશીજ બાકી રાખવામાં આવી નથી, મગર તે કેઠે ન્હાસી ગયલો જણાએછ. ડીકેકટીવ પોલીસ હજી તેના પુઠે તેની તેહકીકમાંજ છે."

"તે છેલ્લો કયાં જોવામાં આવેલો જાહીર થયુંછ?"

"આગની સાંહજે પાછલા પોહરે કોઇ મીસીસ સંજાના નામની પારસી વીધવા જે તેની ફ્રેન્ડ હતી તેને ત્યાં તે જોવામાં આવ્યો હતો," તે અમલદારે ખુલાસો કરયો; "ત્યાં મીસીસ

જમશેદજીનો ભાઇ મી૰ બેજનજી બી તે વખતે હાજર હતો એમ જણાયું છે."

તુરતજ કોરોનરે જરના ભાઇ બેજનની જુબાંની ઉતારી લીધી, કે જે જવાંન તેના ઘરડા બાપની સાંમે તે એવી કોઇ બેદબ વીધવાને ત્યાં જતો આવતો હોવાનું પોગલ ઉંઘાડું પડી જવાથી પાણી પાણી થઇ ગયો. એમ છતાં, જુબાની આપવા તો તેને ફરજજ થઇ પડી, અને તેણે જે કહયું તે ઉપલી મકસદને મલતુંજ હતું. તેણે જણાવ્યું કે તે જ્યારે તે અબળીને મલવા ગયો ત્યારે ધનજી શરાફ ત્યાં બેઠેલો હતો, ને જરા વારમાં વાતચીત કરી ત્યાંથી ઉઠી ગયો હતો. અલબત, તે કયાં જતો હતો તે કાંઇ તેણે કોઇને કહયું ન હતું, ને તે કયાં ગયો ને છેલ્લે અંતે કેમ નાહસી જવા પામ્યો તે કશું અજવાલાંમાં આવી શકયું ન હતું.

જરની જુબાંની લેખીત રજુ કરવામાં આવી હતી, તે બીમાર અને નબલી હતી, અને જુરીમાં રજુ થવાની ફરજમાંથી તેણીને દાનાઇથી મુકત કરવામાં આવી હતી. તેણીએ, તેથી, પોતાની લેખીત જબાની પોતાની સહી કરીને પોલીસ સત્તાવાલાઓને સ્વાધીન કરી હતી. તેમાં એટલુંજ હતું કે તે જ્યારે આગ લાગી તે સાંહજે, આગ લાગવા આગમચ, નાદરને મલવા ગઇ ત્યારે જસી ઘેરમાંજ હતો, ને મને કોઇ ડીસટર્બ નહીં કરે એવો તેણે બધાં નોકરોને હુકમ કર્યો હતો. તે વખતે તે હંમેશ મુજબ નબલો તોબી તદન સારી પેઠે હતો.

અને હયાં જુરીનું કામ ખલાસ થતે, મગર પોતેજ જુબાંની આપવા જાહેર કરેલું હોવાથી પોલીસે હવે ત્યાં પેલા ગેપાઉ ડાકટર ફરનેનડીસને રજુ કીધો, ને પોતે આપેલી ગલીચ ધમકી મુજબ તેને જુરી સાંમે એમ એકદમ રજુ થતો જોઇ નાદર ઘણા ગુસ્સામાં ચમકી ઉઠયો!

## પ્રકરણ ૧૮ મુ.

તે હેમક કેહવા શું માંગતો હતો?

તેને સરેસ્તા મુજબ સોગંદ આપવામાં આવ્યા, અને પછી તેની કોરોનરે તપાસ જારી કરી.

"મરનારની બીમારી વખતે ગયે વરસે તમો કહોછ કે તમે તેની આગળ રહેતા હતા, ને તેથી તેના આપઘાતના સંબંધમાં તમો કોઇ બાતમી આપી શકોછ?"

"હા સાહેબ."

"બ્યાંન કરો."

તેણે એ સાંભળતાં કપટની આંખ ને મોજથી એકાદ પલ નાદર ભણી જોયું, અને પછી કહ્યું, "મરનારે એક ચોકકસ આસામીને તે બીમારી દરમ્યાન કસમ આપ્યા હતા કે તેના મુવા બાદ તેણે મીસીસ જમશેદજી સાથ પરણવું."

લોકો એ સાંભળી કાંઇક હેરત થયલાં દેખાયાં.

"વારૂં, તેથી શું?"

"હું ધારૂંછ જે પછીથી મરનાર સારો થયો ત્યરે તે વાતની તેનાં મગજપર જબરી અસર ને ફકર રહી," તે બેઅદબ ફરંગીએ આગળ સમજાવ્યું, "ને તેજ એ તેના અપઘાતનું પાધરૂં કારણ છે."

"તે આસામી કોણ હતો કે જેને મરનારે એ કસમ આપ્યા હતા?" કોરોનરે પુછ્યું.

"નાદર મોદી."

લોક વધારે હેરત થયલાં માલમ પડયાં.

"પછી શું?"

"નાદર મોદી અને મરનારની બૈરી વચ્ચે હદ બાહેર સારૂં

હતું," તે બેલ્યાએ જારી રાખ્યું,—અને ત્યારે નાદરના હાથ એવા તો ચરવચર થયા કે જાણે હમણાં તે તેને ગલ્લચીમાંથી પકડી એકદમ ગુંગળાવીને મારીજ નાંખે!

"તેના તમારા પાસ પુરાવા શું છે?

"નાદર મોદીને મેં અનેક વખતે તે અબળા સાથે તેના ખાવીંદની હરૂસેની છુપી મીલાકાતો કરતો પકડેલો છે," તેણે બેધડક કહયું; "ગયે વરસે એક સાંહજે માહાલક્ષ્મીનાં એકાંતમાં દરયે કીનારે—"

"બસ થયું; નીચે ઉતરો," તે કોરોનરે કહ્યું.

"પણ, સાહેબ, મારે આગળ—"

"મારે વધુ નથી સાંભલવું; હું સમજી ગયો—" અને ત્યારે તે ચાંઇ પડેલાં ગોટલાંને પોગળી ચેહરે સક્ષી આપતાં એકદમ બાઝ આવી અલગો થવું પડયું!

હવે કોરોનરે નાદરને પાછો સાક્ષીના પીંજરામાં બોલાવ્યો, ને તેના પોતાના બચાવમાં એ આરોપોના જવાબ તરીકે જે હોએ તે ખુલાસો ખરેખરો બયાંન કરવા ઘણી ઇજ્જતદાર રવેસે અરજ કરી. એ ઉપરથી રાંક જરની પવીત્ર હોરમતના પાક બચાવમાં નાદરે હવે બીનદેહેસ્ત સઘળી હકીકત અવળથી આખરતક બયાંન કરી. તેઓ અવલમાં અરસપરસ અદરાયલાં જેવાં હતાં, મગર તે કારજ તે જેલમાં જવાથી ભાગી પડયું તે તેણે કહ્યું. વળી છેલ્લી બીમારીમાંથી જસી સાજો થયો ત્યારે પાક વફાથી તે તનોમન મધુરી ને નાલાયકનેજ વલગી રહી, ને ફકત પોતાનાં દુખો રડવા ને તેની એક ભાઇ તરીકે અવારનવાર સલ્લાહ લેવા તે એમ તેને અનેક વખતે છુપી મલતી રહી હતી તે તેણે જાહીર કરયું, અને સમજાંવ્યું

કે તેઓ એમ છુપાં મળતાં હતાં, કેમજે તેઓ મળે તે પ્રત્યે જસી અદેખો પડતો હતો. ટુંકમાં, આ બધું તેણે એવી તો સચ્ચાઇના ભારથી કહ્યું કે ત્યાં ભેગાં થયલાં લોકોએ ઉસ્કેરણીનાં જોશમાં સિપાઇદાદાઓનાં "ચીઇઇઇપ!" અને અમલદારોનાં થથરાવા છતાં તાલીઓની એક મોટી ગરજના સાથે તેને સરખસર વધાવી લીધો, અને સર્વનાં મોંહ પાછાં હસતાં થયાં.

વળી સોલી શેઠે એ જુઆનીને પોતાની જુઆની સાથે ટેકો આપ્યો, અને પોતાની તપાસ દરમ્યાંન નાદરની અમીરી ખસલતની તે લક્ષાપતી શેઠયાએ અનેક તરેહથી સ્તુતી કરી, કે જે પછી નાદરે પેલું ખીસામાં રહી ગયલું લુચ્છા ફરનાનડીસનું કાગળ કાઢી કોરોનરને સ્વાધીન કરયું. તે ઉપરથી ધુલનો ઢગલો ને જુટયાંનો ટોપલો ઉલટો તેનાંજ શીરપર ખાલી થયો! જુઠી ધમકી આપીને ગ્રહસ્થ માણુસો પાસે જબરીથી નાણાં કઢાવાનો ગંભીર અપરાધ કોરોનરે તેના પર ત્યાં ને ત્યાં એકદમ સાબીત કરયો, ને પોલીસ કોર્ટમાં રજુ કરી તેને જેલની સજા કરાવા તેણે તેનેજ સામો પોલીસને સ્વાધીન કરયો!

એ રીતે જુરીનું તમામ કામ તમામ થયું, ને તેણે એકમતી જે અભિપ્રાય આપ્યો તેની કોરનરે આ મુજબ નોંધ લીધી:—

"જુરી તદન એકમત છે કે જમશેદજી રાણુજીએ થોડીક પલોની દીવાન્યત દરમ્યાંન પોતાનાં ઘરને આગ લગાડી પીસ્તોલથી પોતે આપઘાત કરયો છે, અને પછી બલી મુવો છે, તે એક ઘણો પાપી ને નાલાયક માણુસ પુરવાર થાએ છે, ને તેણે નિર્દોશ નાદર મોદીને જે અજબ જેવી હદ સુધી સતાવ્યો છે,

અને સરકારે વકીલ ભુલાવો ખાઇ તેને જે નાહકની સખત સજા આપી છે તેને ઘણી દીલગીરી સાથ આએ કોર્ટ નોંધ લીએ છે વળી નાદર મોદીને એક શુધ્ધો ગ્રહસ્થ ને ઘણીજ ઉદાર વૃતીનો ખરો લાયક જવાંન આએ કોર્ટ જાહેર કરે છે, કોઇ બી કલંકીતપણાંથી તેને આએ કોર્ટ ઘણી ઇજ્જત અને મોટાં માન સાથે મુકત કરે છે. વળી કોર્ટ ધનજી શરાફને એક બીજો હડહડતો બદમાશ ઠરાવે છે, ને તેની જુસ્તેજો ચલાવી તેને કેદ પકડવાને પોલીસને હુકમ ફરમાવે છે."

એ રીતે વ્હાલાં વાંચનારાંઓ. નેકીનો અંજામ નેક ને બદીનો બદ આવી ગયો, ને આખી ખલકત તે ઉપર ખુશીમાં ખુરશાન થઇ. એ બતાવતું હતું કે ભલેને દોજખીઓના બસથી બેજાર થયલાં કે કમનસીબીની સરજતથી ઘેરાયલાં બેગુન્હાઓપર દુખનાં સીહા વાદલાં બાજે વખ્ત ચઢી આવે, પણ આયંદા તે માલીકને ત્યાં રાસ્ત ઇન્સાફ છે, અને તે માહા બુલંદ હાથનો બળવાન ફટકો ઠગબાજીને છેલ્લે અંતે તારાજ કરી નેકીનાં પમરતાં પુષ્પોની વૃષ્ટી સઘળાં નેકખાંહો માટે તેજ હાથ કરયા વના રેહતો નથી!

અને હવે દિવસો વહી ગયા નાદર કુટુંબનો એક હોએ તેમજ સોહલી શેઠનાં ઘેરમાં ને ઑાફીસમાં પાછો પલોટાઇ ગયો, અને સોહલી શેઠે તેને પોતાનો ભાગ્યો કરયો—બલ્કે ખરેખર તો પોતે અલગો થઇ પોતાના બોહલા વહીવટ ને વેપારની તમામ ચાવી એ વાહલા જવાંનનેજ તે વૃદ્ધ શેઠયાએ ઘણા વીશ્વાસ, માન અને ચાહ સમેત સપુર્દ કરી દીધી.

જર બી એ પછી જલ્દીજ સારી થતી ગઇ, અને તે બે પ્યારાંઓ ત્યાર કેડે રોજ મલતાં ભેટતાં રહ્યાં—જો કે

લગનથી એક થવાની વાત કોઇએ બી કદી બી રજુ કરવાની હીંમત કરી નહીં. કેમ થાએ ? બનાવો એક પછી એક ઉપરા-સાપરી એવા દીલ ધ્રુજાવનારા ને ખરેખરા હેબતાવનારાજ તેઓના બાબમાં બની ગયા હતા કે જસીનાં મોહોતને એક અદબવંતો અંદાજ ગુજરી જતાં સુધી કોઇએ બી તેમનાં એક થવા બાબે એક હરફ બી ઓચરવાની હીંમત કરી નહીં.

પણ હવે એ આગલી યાદો ભુલાઇ ચુકી હતી. હવે તે બધી કમનસીબ ગઇગુજરી ઉપર દહાડાઓનોજ નહીં પણ મહીનાઓનો અંતર ફરી વલ્યો હતો, અને નજદીક એક વરસ વહી ગયુ હતું, કે જયારે એક સમી સાંહજે નાદર અને જર સોહલી શેઠના બંગલાના ઉપલા મજલાનાં આરાસ્તા દીવાન-ખાનામાં એકલાંજ હતાં નાદર એક સોફાપર અરધો અઢેટાઇ પડેલો હતો, ને જર તેના પગ આગળ પોતાનું કાઇ ભરવાનું લઇ એક નીચાં સ્ટુલ પર બેઠેલી હતી. તેઓ મલતાં ત્યારે હંમેશ ઘણાં હેત સાથે આસપાસની બીજી ત્રીજી વાતચીતો કરયા કરતાં હતાં, અને તેમજ આજે બી કરતાં હતાં.

તેઓ એકલાંજ હતાં. જરનો ભાઇ ભમાતુ બેજન તો એવી સાંહાંજને વખતે ઘરમાં કદી બી રહેજ નહીં, અને સોહલી શેઠ બી રાત્રે કલબમાં જમવા છેક સાંહજથીજ ગયા હતા.

તે સ્હાંજ ઘણી આગળ વધી ચુકી હતી, અને જર તેથી ગૅસ સલગાવવા ચંગ વજાડી આદમીઓને બોલાવા ઉઠી તેવો નાદરે તેનો હાથ પકડયો.

જર તાજુબ થઇ, અને તુરતજ નાદર જે કેહવા માંગતો હતો તે સમજી જતાં તેણીની નજર નમી ગઇ.

"વાહલી," નાદરે કહયું, "હવે આજે મને બોલવા દે,

ને તાહરા પ્યારા હાથની ફરી એક વાર મને માંગણી કરવા દે!"

"ઓ નાદર!" જરે હબતીને કહયું.

"હા: હવે તે બધી કંગાલ ગઇગુજરી પર ભુલાવાનો પરદો ઉતરી ચુકયોછ," તેણે સમજાવ્યું. "દીલગીરી એટલીજ કે લુચ્છો ધનજી પોલીસના સપાટામાં આવ્યોજ નહીં, ને તે તેની ફેજે પુગનો રહી ગયો છે, પણ ખરેખર તો તે તરકતીને આપણી જીંદગીને લગતા ઘરસંસારી સકાઓ સાથ કશુંજ કામ નથી. વળી જસીને હક થવાને બી નજદીક વરસ થવા આયુંછ, ને હવે તેથી મારી થવાને કબુલ કરતાં ત્હારે ખંચાવા જેવું કશું બી રહયું નથી."

"ઓ નાદર વ્હાલા," જરે તેના હાથ પોતાના હાથમાં લેતાં ઓશક વચ્ચે પુછયું, "તમો હજી મને ચાહી શકોછ? હજી બી આગલ જેવા પ્યારથી મને તમારી પણેતર કરવા તમો ખુશી અને તઇયાર છેઓ?

"એવો એક સવાલ તું મને કરી શકેછ તેજ મને અજબ કરેછ!" નાદરે તેને હેતથી પાસામાં ખેંચતાં કહયું.

"હું હવે આગળ જેવી જવાંન, ઉલટમંદ, ખુશાલ કે ખુબસુરત નથી," તેણીએ ખેદ સાથે જવાબ કરયો; "તમે પેહલ્લા મને મલ્યા ને મને તમારી કરવાની પેહલવેહેલ્લી તમે વાત કીધીતી તેને આજે વરસો વહી ગીયાંછ, અને તે પછી હું અતીઘણી ઉતરી ગેઇછ, વાસ્તે—"

"બંધ કર એ ત્હારી બેહુંદી બકવા," નાદરે તે જુડી બકવા કરતા મીઠા હોઠ પ્યારની એક બકીથી એકદમ સીલ કરી લેતાં કહયું: "હું ત્હારાગમાં કશોજ ફેરફાર જોતો નથી. હું તો ઓર તુંને આગળ કરતાં બી રોજબરોજ વધારે ખુબસુરત બનતી જોઉંછ; બોલ, ત્યારે, હવે તું શું કેહેછ?"

"જો એમજ છે તો હું પાછી એક વખત સદા સુધી વાસ્તે, વ્હાલા નાદર તમારીજ છેઉં," જરે કહ્યું—અને ત્યાં, તે ચુપ શાંત ડ્રૉઇંગરૂમનાં એકાંતમાં, સમી સાંહાંજનાં તે ઝઝકળાં વચ્ચે, તે પ્યારાંઓનાં પરસપરનાં વચનો થોકાયાં, અને આખી ખલક તે બેઉને પાછી એવી તો મનહર ને ખુશાલ નજરે આવી કે જે સુખનું જાંણે બ્યાન કરવું બેજા છે! તેઓ બંને એ હેતભરી મીલાકાતનાં સુખમાં આખી દુન્યાને જાંણે ભુલી ગયાં. અને તે બેઉમાંજ તેમની તે ખતમ થતી હોએ તેમ અને તે રવેસે અનેક દાલખુશ ગુફ્તેગોમાં તેઓ ગીરફતાર થયાં.

પણ તેવામાં તેઓ બંને એકદમ ચોંકયાં, નીચલા ખંડનો દરવાજો કોઇએ ખુબ જોરમાં થોકયો!

જરા વાર વધુ—અને વળી પાછો તે બારણાં ઉપરનો ધમકાવનારો ધમધમાત ચાલુ થયો, ને તેવામાં એક નોકરે આવી જાહીર કર્યું કે કોઇ ગ્રહસ્થ તાકીદે નાદર શેઠને નીચે મલવા બોલાવે છે! એ ઉપરથી અજાયબી વચ્ચે નાદર જરને એકાદ પલ ત્યાં એકલી છોડી પોતે એ શું ઝમેલો હતો તે જોવા નીચે દોડયો.

એ વખતે જર એક આખાં કદની મોટી આરસીના તખ્તા સાંમે ઉભેલી હતી, ને નાદર જેવાં એક અમીરી વ્હાલાનાં સુખમાં વળી પાછી એક વાર સુખી થઇ શકવાના હર્ષીત ખ્યાલોમાં તે ખુશાલ અને ઓશકાતી આરસીમાં જોઇ રહી હતી—તેટલાં તેણી એકદમ ફાલ ખાઇ ચમકી!

તેની પીઠે એક મોટા સલંગ કાચની બારી હતી, ને તેણીએ સાંમેની આરસીમાંથી આબાદ જોયું કે હાલમાં તેની બેરપર એક આકાર આવી ઉભો હતો!!

તે એક ખરો કરપીણુ અને દોજખી ચેહરો હતો, મુવાંઓ વચ્ચેથી આવેલો હોએ તેવોજ તદન લેવાયલો, લુટાયલો, કંટાયલો. ફીકકો તે એક કીનાખાજ ચેહેરો હતો, કે જે તે સમી સાંહાંજનાં અંધારાંમાં બેવડો ખુંનખાર ને કદરબીહાંમણો દેખાતો હતો! વળી તે આસામીનો પેહેવેશ કંગાલ ને ચીકડગો અને—ઓ ગજબ!—તેના હાથમાં એક મોટી વેહની છુરી દેખીતી પકડેલી હતી!

તે કોણુ હતો? ખુલ્લા ખુંની કસદથી નિર્દોશ જરનાં ખુદબખુદ ખુંનપરજ ટાંપવા આવ્યો હોએ તેમ તે નાજનીનને જાનથી થાર મારવાની ખુંની આજુંથી આવેલો તે કોણુ હેરેમંદ હતો?

તે પેલો તેણીનો મરી ગયલો ભરથાર જસી હતો!!

દગો—આરપાર દગાબાજીનોજ બધો તે મામલો હતો. નાદરથી તેણીને એકાદ પલ એમ છુટી કરવામાંજ કાંઇ દોજખી દગો હતો, ને નાદર ગયા પછી જર હજી તો પાછેથી સાંમેની આરસીમાં તે બીહાંમણો ચેહરો જોએ ને જોઇને બીહીકની મારી ચીસ પાડે તે પેહલાં તો, એક દોજખી છલાંગ સાથે, તે ખુનપર ચઢેલો ખવીસ—સફેદ ઠગ જસી પોતે—તે ડ્રાઇંગ રૂમનાં દરમ્યાંન એકદમ કુદી આવ્યો!

તે કયાંથી આવ્યો! શું તે મરી ગયો ન હતો! શું તેની બલીને કોએલો થયલી લાશ હાથ આવી ન હતી? ઓ ગજબ, જયારે કે ફરીથી અને ફરીથી આ બે નીર્દોશ પ્યારાંઓ પરણીને એક થવાની તલબ કરતાં ત્યારે જરૂર સરજત તેમને પાછાં ને પાછાંજ એમ અલગ કરવાનો આએ તે શું સીતમ લેઇ બેઠી હતી?

જસી હયાં! તે અહીં કેમ આવ્યો? શું પોતાની પાકજાદ પરણેતરને થાર મારવાજ તે ખુંની ખવીસ આવ્યો હતો?— અને શું તે ફાવ્યો?

## પ્રકરણ ૧૯ મું.

જસી રાણુજી પાછો આવ્યો! કયાંથી આવ્યો!

તે તો મરી ગયો હતો તે આપણે સવિસ્તાર ને સ-તાવાર આગલ વાંચી આવ્યાં. તેનાં મોહોતના સબંધમાં જુરી વટીક ભરવામાં આવી હતી, અને બેતકરાર તેમજ એકમતે તે તેનાં ઘરની આગમાં બળી મરવાની બાતમી રજુ થઇ ચુકી હતી. તેની લાશ વટીક મલી આવી હતી, અને જોકે તે નહીં ઓલખી શકાએ તે કીસમે જલીને કોએલો થઇ ગઇ હતી તે છતાં, સર્વ નોકર નફરો ને તે ઘરનાં રહીશો બીજાં તો એકે એક ગણત્રી પ્રમાણે સલાંમત રહેલાં માલુમ પડેલાં હોવાને લીધે તે બલી મરનાર એ પોતે નહીં તો વળી બીજું કોણ હોએ?—અને ત્યારે, જો તે એ રવેસે મરીજ ગયો હતો તો, પાછો વળી કિયાં ભસ્તાંમાંથી તે જીવતો ફુટી નીકળ્યો? એમ બી કંઇ થાએછ શું? મરી ગયલાં પાછાં જીવતાં થઇને બી ઉઠી આવેછ શું?

મગર તે સફેદ ઠગ મુવો કે જીવતો પણ પાછો આવ્યો તો હતો ખરોજ! તે તરકટી છેક ખુંની એરાદા ને પાપી કસદથીજ આવ્યો હતો. તે જાંણે ભલા નાદર ને નીર્દોશ જરને સખકરારથી પરણીને એક થવા દેવા, કે એક થવાનો વિચાર વટીક કરવા દઇ સકવાનોજ ન હોય તે કીસમે આ ત્રીજી મરતબા તેવાજ સંજોગમાં તે પાછો આવી વચ્ચે

હોમાયો હતો. છેલ્લી વેલા પણ એમજ થયું હતું. ડાકટરો કહે જે જસી તો મરવાજ સુનો છે ને મરીજ જાએ છે તે ભ્રાંતીના ભરોસાપર નાદર અને જર પોતે આગલ એક વાર પરણુવાનાં હતાં ને એ માહા મુજીને લીધે છુટાં પડયાં હતાં તે યાદ કરી પાછાં એક થવાનું નકકી કરી રહયાં, અને તેટલાં તો વળી તે પથ્થરના આવરદાનો દોજખી તેઓની બોહસપર જીવ્યો ને પાછો સાજો થયો: અને હવે પણ તેને મરી ગયાને અને આગમાં ભસ્મ થઇ જવાને એક આખું વરસ વહી વીટી ગયું હતું માટે સંપુર્ણ નીરાંતની દરેક ખાત્રી ને ધીરજ સાથે જયારે એ બે પ્યારાંઓ પાછાં એકમેકને વરવા અરસપરસ ખુશી, કબુલ ને તૈયાર થયાં ત્યારે—તેજ કટોકટ વખતમાં તે વળી પાછો ફુટી નીકળ્યો એ વારતા લખનારાઓને ખોરાક મળે એવો એક દીલ ઉશ્કેરનારો ને ખરેખરો અજબ જેવો સંજોગ માત્ર થઇ ગયો હતો!

તાજુબ તો એ હતું કે, આપણે આગળ વાંચ્યું તેમ, તેની ત્રીજોરીમાંથી આગ લાગવા આગમચની લખી રાખેલી એક ચીડી વટીક મલી આવી હતી! તેમાં ખુલ્લું લખ્યું હતું કે તે બીમારીથી કંટાળી ગયો હતો, ને તેથી ઘરને આગ લગાડી પોતે બી આપઘાતથી આખર અને ફના થનાર હતો; અને એ બધા દેખીતા ને ખુલ્લા પુરાવા છતાં મરી ગયલો તે કાફર જીવતો પાછો કયાંથી ફુટી નીકળ્યો?

ખચ્ચીત, તે મુવેલાંઓ વચ્ચેથીંજ આવેલો હોવો જોઇએ, કેમજે દેખીતો તેટલોજ મરેહાલ અને કંગાલ હતો. સરબસર તે એક ડરાંમણો ને દોજખી ચેહેરો રજુ કરતો આવ્યો હતો. તેનાં મોઢાંપર નુરાંની તો બલી ગઇ પણ તે ઉપર લોહીનું

એક ટીપું બી ન હતું. તે શીકકો, કંટાયલો, કાયરી, કીના-બાજ એક ચેહરો હતો, કે જે તે સમી સ્હાંજનાં અરધાં અંધારાંમાં બેવડો ખુંનખાર ને કદરબીહાંમણો નજરે આવતો હતો. તેનો પેહેરવેશ ચીઠડયો હતો, ને તેના હાથમાં એક મોટી છુરી હતી!

તે દરેક રીતે દેખીતા ખુંની કસદ સાથેજ આવ્યો હતો. ઘણા વારનો આવેલો ને માંજણું તપાસતો તે ત્યાં છુપ્યો ઉભેલો હોવો જોઇએ, કેમજે જયારે પાછાં પરણીને એક થવા અને સુખી થઇ જવાનાં તે બે નીર્દોશ વાહલાંઓનાં પરસપર વચનો થોકાયાં તેજ ઐયામમાં તેણે કાવત્રાંથી નાદરને નીચે તેડાવી લીધો, ને બાજી પળે તો, બીહીધેલી જર ચીસ પાડે કે શોહોર મચાવે તે પેહલાં, એક દોજખી છલાંગ સાથે બાજુમાંની બારીમાંથી ઓરડાનાં દરમ્યાંનમાં તે કુદી આવ્યો!

ફકત એકજ પળ; તે એક જીવ સતોસત—જીવ ધ્રુજાવી નાંખનાર પળ હતી!

જો એકજ પળ મોડું થતે તો તે સફેદ ઠગ તે નિર્દોશ મધુરીને જાંનથી બેશક મારીજ નાંખતે. તે બાપડી એટલી બીહીધી હતી કે તેણીની જબાંન તો તાળવાંસે વળગી બેઠી, ને તે બેફાંમ બેહોસ તેમજ બેવાચા બની ગઇ. આ નબળાઇનો લાભ લેઇ તે હંરેમંદે તેને તાબરતોબ પોતાની ગોદમાં પકડી તે લોહીતરસ્યો હાથ ઉગામ્યો, કે જયારે, ખુદાની દયા!—તેજ પળે પછવાડેથી પડેલા એક જબરદસ્ત જરબે તે પોતેજ ધુમરી ખાઇને જમીન માંપતો ભોંયપર પછડાયો—ને વ્હાલી જર જોરેમંદ નાદરની પનાહ આપતી મીઠી ગોદમાં બેહોસ ઢળી પડી!

તે એક મોટા ગભરાતનો તમામ દીલ ધ્રુજાવનાર દેખાવ હતો. નાદર થોડી સેકંડ મોડો આવતે તો અત્રે બધું તમામ થઇ જતે, પણ નાદરે નીચે જતાં કોઇને બી જોયું નહીં એટલે તે ચતુર આદમીને તાબરતોબ કાંઇ ભયંકાર દગાનોજ ભાસ થયો, અને તે ચચાર ફાંડગે કુદતો જીવ નાંખતો ઉપર પાછો દોડી આવ્યો, જયારે તે કેવો સવેલાએ આવ્યો તે આપણે જોઇ લીધું.

બંને બેહોસ હતાં—જસી અને જર; અને નાદરનો તે વખતનો ગભરાત, તેથી, અક્કલ કામ નહીં કરી શકે એટલો બેશુમાર હતો.

એમ છતાં તે દલેર જવાંને પછીથી તરત પોતાના મનનું સમાધાન કરી લઇ જરને એક સોફાપર લઇ જઇ સુવાડી? અને ત્યાર કેડે તે જસીપર વાંકો વલ્યો. શું તે મરી ગયો હતો?

એજ વખતે જર પણ સારાં નસીબે પાછી હોંસમાં આવી, ને ચમકી ઉઠીને સોફાપર બેઠી, કે જયારે બીજી પળે બધી યાદ થતાં તે ધ્રુજતી અબળા ઉઠીને નાદરની છેક લગોલગ ધસી આવી.

જસી પણ મરી ગયો ન હતો—પણ આહા! હવે ખરેખર તે મરી જતો હતો. તેનાં મોંઢાં પર ફીણ આવ્યું, ને તેને તોડ થતી દેખાતી હતી. તે બીમાર, કાહેલી બલ્કે મરતોજ આવ્યો હતો. તેનો અરમાન ફકત મરવા પેહલાં અદેખાઇનાં આંધલાં ઝનુનમાં જરને જાનથી મારવાનો ને મરતાં મરતાં બી તેને નાદરથી સદા ી અલગ કરી જવાનો હતો, માટે તે જીવ પર ખેડી જાંન ટકાવતો જેમ તેમ જેહેમતથીજ અત્રે આવ્યો હતો.

તાજુબ કે એવા બી દોજખીઓ દુન્યામાં થઇ શકે છે! દુન્યા તેની અજાયબીઓમાં ખાલી નથી, ને જે દુરવંદ ને દેવદરૂજો બુલંદ જરથોસ્તી મહજબમાં સમજાવેલા છે તે એજ કીસમના હેરેમંદો હોવા જોઇએ.

તે હવે અનેક જાતની ઉસ્કેરણીઓ, થાક ને નાદરના ફટકાની અસર હેઠળ વધારે વેહલો મરતો ચાલ્યો. તે હવે ખરેખર મરી જતો હતો. તેની આંખના ડોળા જોતાં બીહીક પેદા થાએ તે કીસમે તેનાં ખોખાંમાંથી જાંણે બાહેર નિકળી પડવા માંગતા હતા. સામટી રીતે તે એક અતી ભયંકાર દેખાવ હતો.

તે અંતે બોલ્યો

તે બોલ્યો, પણ ખેંચાતી જબાનનું અને સઘળું નહીં સમજ પડે એવું જધીમું ને તોતરૂં તે બોલ્યો.

"જરા બ્રાંન્ડી લાવ, જર," નાદરે હજી બી એમ છતાં દયાની લાગણીથી એકદમ કહયું; "મને લાગેછ કે એ મરી જાએછ તું એટલી હવે 'નરવસ' ના થા. બ્રાંન્ડી લાવ, અને કોઇ ડાકટરને બી જલ્દી તેડવા મોકલ."

પણ તે મરવા સુતેલા કરપીણે એ સાંભળતાં પોતાનો નબળો હાથ ઉંચો કરી તેની બાજુમાંથી નાદરના હુકમ મુજબ કરવા જતી જરની સાડી પકડી લીધીં, અને તે જેહેમતથી બોલી શકયો તે ફકત એજ મતલબનું હતું કે હવે તેમની એ દોડદપટ બધી કેવળ મિથ્યા ને વગર હાંસલની હતી. તેણે બ્રાંન્ડી પીવા કે ડાકટરને બોલાવા દેવા સાફ ના કહી.

"વરૂં તું અમોને કેહે તો ખરો કે તું અત્યાર તક કાહાં હતો ને કેમ જીવ્યો?" નાદરે તેને તે ઉપરથી પટાવીને

પુછયું. તે જવાંને જોયું કે તેનો પાપી જીવ જીમાઇ જતો હતો, જેથી એ ભેદ તે પેહેલાં બને તો સાંભળી લેવાને સ્વભાવિક તે ઘણો આતુર થયો.

"હું એક વરસ નજીસાતમાં દટાઇ રહયો," તેણે ભાગો ભુલો એકરાર કર્યો. "કોઇ મને જોએ ને જાંણે નહીં ને પોલીસ મને પકડે નહીં તે કીસમે હું છુપાઇ રહયો. હું બીમાર હતો, ને મને ખાવાપીવા કે પેહેરવાઓઢવાનું વટીક મલતુંતું નહીં. હું દુરદેશાવર ન્હાસી ગીયો, પણ મારૂં વેર લીધા વગર મારો જીવ મારાં ખોલ્યાંમાંથી નીકળી જઇ શકયો નહીં, જેથી છેલ્લા આંઠ દાહરાથી હું આએ તરફ પાછો ફરયો છું. હું અહીં આવીને બી ઘણો બીમાર થયો. મને ભીખ બી કોઇ આપતું નથી, ને ભુખે મરી ચાલ્યો. અંતે આજે મારૂં વેર લેવા ને તમોને બેઉને જુદાં કરવાના કસમ ખાઇ હું જીવપર ખેડી અત્રે આવ્યો, પણ—પણ હું ફાવ્યો નહીં!"

અલબત, જસી ચાલુ સીલસીલામાં આ બધું બોલી શકયો નહીં. તે જે બોલતો હતો તેની ઉપજનીપજ નકકી કરી સાર ગ્રહણ કરતાં, બલ્કે તેનું બોલેલું સાંભળતાં વટીક નાદર અને જરને અણહદ જેહેમત થઇ. તે બધું ભાગુંટુટું ને વાંકુંચુકુંજ બોલતો હતો, પરંતુ વાંચનારનો કંટાળો બચાવા અમોએ તે ચાલુ સીલસીલામાં ગોઠવી દેવાને દુરસ્ત માન્યું છે.

જર અને નાદર એ બધી દગાબાજીની ભયંકર કેફયત સાંભળતાં કમકમીને એકાદ કદમ હઠીજ ગયાં. જેની આખી જીંદગી આ પ્રમાણેનાં નેહેસ્તમાંનેહેસ્ન કરપીણુપણાંમાં આખર થઇ હતી તેનાં બદનને એક આંગળી લગાડવાથી બી તેમની શુદ્ધ દેહ અપવિત્ર થાએ એમ હવે એક તડાકે તે બેઉને

લાગ્યું—પણ હવે બધી આખર આવી ચુકી હતી. તે આટલો ખુલાસો આપવા જીવ્યો એજ એક મોજેજો થયો હતો. હરેક પળે ભલો નાદર કોઇ ડાકટરને તેડવા કોઇને વળી દોડાવા ચાહતો હતો, પણ રખે તે ખસે તેટલાં, એ બધો ખુલાસો મળવા પહેલાં, તેનો આત્મા તેની પાપી દેહમાંથી નિસરી જાએ તે ફીકરથી તે ખસ્યો નહીં, ને ખુદાની મેહેર કે એ બધો ખુલાસો જાહીર કીધા પછીજ તે આખર થયો.

"વારૂં ત્યારે તું એ તો જણાવ કે બળેલી લાશ જે તારાં ઘેરમાંથી મળી તે કોણની હતી?"

"તમો જાંણતાં નથી?" મરતી વખતે બી ફતેહનાં એક "ચકળ"થી તે માહા મુજી હરખાતાં બોલ્યો; "તે પેલો નાપાક ધનજી હતો, મેંજ તેને મારયો. તેને મેં જીવતો ભુંજી નાંખ્યો!! એ બધી ગણત્રીથીજ મેં કામ લીધું હતું. તેનાપર હું અંતે એમ મારૂં વેર લઇ શકયો હતો. મારી બધી ખરાબીનો મુળ પાયોજ એ હતો, ને તે છતાં તે જો જીવતો રેહતે તો પોતે અલગો રહી મને એક બે દાહાડામાં જરૂર પકરાવને. મેં તેથી તેને ખુરસીમાં બેસાડી બેહોસ કીધો, ને પછી બારણું અંદરથી બંધ કરી ઓરડો સળગાવી દીધા બાદ હું બારી વાટેથી ન્હાસી ગીયો!"

તેની તે છેલ્લી પલો ઘણીજ ભયંકાર હતી. તે પોતે કરેલાં ખુંનના ભોગ—ધનજી શરાફને પોતાની સામે આવી ઉભેલો જોતો, ને તેના જોડે વાત કરતો થયો હતો; અને હદ વનાના તાસવાસ ને જોઇ ન શકાય એવી તાણતોડ પછીજ બીજી થોડીક પલોમાં તે પલીદ પાપી જાંન અંતે કબજ થઇ ગયો!

* * * * *

એક અઠવાડયાંમાં એ ભયંકાર બનાવની બધી નવાઇ લોકોમાં પાછી જુની થઇ ગઇ. લોકો પેહલી હરોલમાં એ સઘળું પેપરોમાં વાંચી અત્યંત ત્રાસ પામ્યાં ને તાજુબ થયાં, અને વળી પાછી નિર્દોશ જર બીમાર થઇ, પણ દુન્યામાં દરેક ચીજનો છેડો હોએ છે તેમ જર અને નાદરની એ બધી હાડમારી અને સંકટોનો બી અંતે છેડો આવ્યો, અને હવે કેહવાની અને ખાત્રી આપવાની જરૂર છે કે જસીનાં એ ખરાં મોહોતને એક લાયક અંતર વળી ગુજરવા પછી તે બે પ્યારાંઓ, કશી બી ધામધુમ વગર, પોતાના બલવાન અને સાચ્ચા પ્યારનાં સુખમાં પરણીને એક અને સુખી થયાં? પૈસા ટકાની તો તે માલીકે તે બેઉ ઉપર પુરતી નવાઝશ એ આગમચનીજ કરેલી હતી, અને તેથી હવે તેમને માંથેનાં દુખનાં તમામ વાદળાં એક સંપાટે વીખરાઇ જવા પછી, સુખનીજ ઝલેહ મારતાં સ્વચ્છ આકાશી સુખ વચ્ચે, તેઓ આયંદા લાંબો વખત જીવ્યાં અને સુખીજ થયાં.

**સમાપ્ત.**